# ઇન્કમટેક્ષના નવા કાયદાની
# સમીક્ષા

ઇન્કમટેક્ષનો કાયદો સન ૧૯૨૨ની સામાન્ય માહિતી તથા સન ૧૯૩૯ ના નવા સુધારાની વિગતવાર દાખલા સહિત માહિતી આપતું પુસ્તક


પ્રયોજક

**મંગળદાસ ડી. શાહ**

ઇન્કમટેક્ષ કન્સલ્ટન્ટ



૧૯૩૯


કિંમત ચૌદ આના

# ઇન્કમટેક્ષના નવા કાયદાની સમીક્ષા

ઇન્કમટેક્ષનો કાયદો સન ૧૯૨૨ની સામાન્ય માહિતી તથા સન ૧૯૩૯ ના નવા સુધારાની વિગતવાર દાખલા સહિત માહિતી આપતું પુસ્તક


પ્રયોજક

**મંગળદાસ ડી. શાહ**

ઇન્કમટેક્ષ કન્સલ્ટન્ટ



૧૯૩૯

કિંમત ચૌદ આના

પ્રકાશક:
મંગળદાસ ડી. શાહ
ઈન્કમટેક્ષ કન્સલટન્ટ.
ભારત ભુવન, ૪૬૬, કાલબાદેવી
મુંબઈ.

મુદ્રક:
અમૃતલાલ પ્રભાશંકર [illegible]તા
જન્મભૂમિ મુદ્રણાલય
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ
કોટ મુંબઈ.

# પ્રસ્તાવના

હાલમાં ઇન્કમટેક્ષને લગતાં ઘણાં પુસ્તકો બહાર પડયાં છે, અને પડે છે; છતાં પણ એક સારા પુસ્તકની જરૂરિયાત હતી જે પૂરી પાડવા માટે આ અલ્પ પ્રયાસ છે. આવી રીતે ઇન્કમટેક્ષને લગતાં પુસ્તકોમાં એકનો વધારો કરવા માટે હું જનતાની ક્ષમા યાચું છું. ઇન્કમટેક્ષના નવા કાયદાથી થયેલા સુધારાવધારાની સરળ સમજ આપતું એક પુસ્તક લખવા માટે ઘણા મિત્રો તેમજ સ્નેહીઓ તરફથી આગ્રહ કરવામાં આવ્યો, અને તેમના આગ્રહને વશ થઇને આ નાનકડી પુસ્તિકા લખી છે.

ઇન્કમટેક્ષનો વિષય ઘણો અટપટો છે, એટલે તેને ગુજરાતીમાં ઉતારવાનું કામ જરા મુશ્કેલ છે છતાં પણ, બને તેટલી સરળતાથી તે સમજાવવા પ્રયત્ન કર્યો છે. બને ત્યાં સુધી ગુજરાતી શબ્દો જ વાપરવાનો આગ્રહ રાખ્યો છે, પણ અવારનવાર અંગ્રેજી શબ્દો, સહેલાઇથી અર્થ સમજી શકાય એટલા માટે, વાપરવા પડયા છે, જે આપણા સામાન્ય વ્યવહારમા રૂઢ થઇ ગએલા છે.

નવા સુધારાથી ઇન્કમટેક્ષના કાયદામાં ઘણા ફેરફારો થયા છે. જેમકે : ફરજિયાત ફોર્મ, કર આકારવાની નવી પ્રથા, સ્લેબ પ્રથા,

કર ભરનાર લોકોનું વર્ગીકરણ તથા તેમની જુદી જુદી આવક ઉપર જુદી જુદી રીતે કરની આકારણી, ધંધાની નુકસાની, કાયદો ભંગ કર્યા સિવાય કરમાંથી બચવાના પ્રયત્ન સામે પગલાં, વિમા કંપનીની આકારણી માટે ખાસ નિયમો તથા રીફંડ, નુકસાની, આકારણી માટે મુદ્દતનો વધારો વિગેરે ઘણા ફેરફારો થયા છે. એ ફેરફારો વિગતવાર સમજાવવાનો આ પુસ્તિકામાં પ્રયત્ન કર્યો છે.

આ પુસ્તિકાનું પ્રકાશન ઘણી જ ત્વરાથી કરવામાં આવ્યું છે એટલે એમાં ભૂલો રહી જવા સંભવ છે. વાંચક વર્ગ તે પ્રત્યે ઉદાર દૃષ્ટિએ જોશે એવી આશા.

આ પુસ્તિકાના પ્રકાશનમાં મારા મિત્ર શ્રી. ફતેહચંદ ચુ. શાહ બી. એસસી., એલએલ. બી.એ., મને ઘણી જ મદદ કરી છે. માટે હું એમનો અત્રે આભાર માનું છું.

આ પુસ્તિકા ઉતાવળે છાપી આપવા માટે 'જન્મભૂમિ' મુદ્રણાલયના મેનેજર શ્રી. અમૃતલાલ સાતાનો તથા પ્રુફ સુધારી આપવા માટે શ્રી. જીવનલાલ જાનીનો પણ આભાર માનું છું.

જન્માષ્ટમી '૯૫<br>ભારત ભુવન. ૪૬૬, કાલબાદેવી<br>મુંબઇ ૨.

મંગળદાસ ડી. શાહ

# અનુક્રમણિકા

# પ્રકરણ પહેલું

## ઈન્કમટેક્ષ એકટનો ટૂંક ઇતિહાસ

ઇન્કમટેક્ષનો કાયદો પ્રથમ સને ૧૮૬૦ માં દાખલ કરવામાં આવ્યો, અને સન ૧૮૮૬ સુધી તેનો સાધારણ રીતે અમલ કરવામાં આવતો હતો. સન ૧૮૮૬ માં ઇન્ડિયા ઇન્કમટેક્ષ એક્ટ નામનો નિયમિત કાયદો પસાર કર્યો. તે વખતે ફક્ત ચાર જાતની આવકમાંથી કર વસૂલ કરવો એમ નક્કી કર્યું હતું. (૧) પગાર, (૨) લોનનું (સિક્યુરિટી) વ્યાજ, (૩) લિમિટેડ કંપનીનો નફો, (૪) મકાન વગેરેની આવક: પ્રથમ રૂપિયા પાંચસોની આવક પર ચાર પાઇનો કર હતો. પછીથી સને ૧૯૦૩માં રૂ. ૫૦૦થી વધારીને રૂ. ૧૦૦૦ની આવક ઉપર કર લેવાનું નક્કી કરવામાં આવ્યું.

પહેલાં ઇન્કમટેક્ષ ખાતું જુદું હતું નહિ, પણ રેવન્યુ ઓફિસરો એ કામ કરતા હતા. રેવન્યુ કલેકટર અમુક સમય સુધી એક રકમ નક્કી કરતો, અને તે પ્રમાણે કર લેવાતો. આ પધ્ધતિ સને ૧૯૧૬ સુધી ચાલુ રહી, પણ સન ૧૯૧૪માં લડાઇ થઇ અને તે ખર્ચને પહોંચી વળવા "એક્ષેસ પ્રોફીટ ડયુટી" નાખી, ૫૦ ટકા સુપરટેક્ષ

વસૂલ કર્યો હતો. આ રીતે કાયદામાં ઘણી ક્ષતિઓ હતી. એ બધી સુધારીને સન ૧૯૨૨ માં ઇન્કમટેક્ષ એક્ટ ૧૯૨૨ પસાર કર્યો જે અત્યાર સુધી અમલમાં છે. પણ જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ એમાં સુધારા કર્યા અને છેવટનો અને અગત્યનો સુધારો સન ૧૯૩૯ ના માર્ચમાં થયો. તેથી જૂના કાયદામાં ઘણા અગત્યના ફેરફારો થયા છે. અને હવે એ કાયદો ઇન્કમટેક્ષ એક્ટ ૧૯૨૨ (૧૯૩૯ના સુધારાવધારા સાથે) એમ કહેવાય છે. આ કાયદો ઇગ્લાંડના ઇન્કમટેક્ષ એક્ટને ઘણે અંશે મળતો છે. આ સુધરેલો કાયદો સન ૧૯૩૯ની ૧લી એપ્રીલથી અમલમાં આવે છે. એટલે એમાં શું ફેરફારો થયા તે બતાવવાનો પ્રયાસ આ પ્રકરણોમાં કરવામાં આવ્યો છે.

**ફરજિયાત ફોર્મ:** જૂના કાયદા પ્રમાણે જે માણસની આવક કરને પાત્ર જણાય તેને ઇન્કમટેક્ષ ઓફિસર તરફથી નોટિસ તથા ફોર્મ મોકલવામાં આવતાં; અને એ રીતે જ્યાંસુધી નોટિસ ન મળે ત્યાંસુધી નિરાંત રહેતી (ગમે તેટલી આવક હોવા છતાં પણ). પણ નવા કાયદા પ્રમાણે દરેક વ્યક્તિ કે જેની આવક રૂા. ૨૦૦૦ કે તેથી વધુ હોય તેણે પોતે ઇન્કમટેક્ષ ઓફિસમાંથી ફોર્મ કલમ ૨૨ (૧) પ્રમાણે ફરજિયાત મંગાવી લેવું પડે છે; અને તે ફોર્મમાં બધી આવક, પછી તે દુનિયાના ગમે તે ભાગમાં થઇ હોય તે ભરીને મોકલવું પડે છે. આવકનું ફોર્મ મંગાવવા માટે ઇન્કમટેક્ષ ખાતા તરફથી દર વર્ષે એપ્રીલની આખરમાં અથવા મેની શરૂઆતમાં જાહેર નોટિસ છાપામાં છપાવવામાં આવશે. તથા એવી નોટિસો પોસ્ટ ઓફિસ, કોર્ટ, મ્યુનિસિપલ ઓફિસ વગેરેમાં મૂકવામાં આવશે. અને આવી

નોટિસ મુકાયા પછી ૬૦ દિવસની અંદર દરેક વ્યકિતએ પોતાનું ડી ફોર્મ ઇન્કમટેક્ષ ઓફિસમાંથી મંગાવી ભરી મોકલવાનું રહે છે. અને જે વ્યકિત આ રીતે ડી ફોર્મ મંગાવી નહિ ભરી મોકલે તે દંડની સજાને પાત્ર થશે અને દંડની રકમ વધુમાં વધુ જેટલો કર લેવાનો હશે તેથી દોઢગણી રાખવામાં આવી છે.

નાના વ્યાપારીઓ કે જેમની અવક રૂા. ૩૫૦૦થી વધુ ન હોય અને લખતાંવાંચતાં ન આવડતું હોય, તે જો ડી ફોર્મ ન મંગાવે તો તેની પાસેથી દંડ લેવામાં આવશે નહિ.

# પ્રકરણ બીજું

## ઈન્કમટેક્ષના કાયદાનો વિસ્તાર

આ કાયદો બ્રિટિશ હિંદ, બ્રિટિશ બલુચીસ્તાન, સોન્થલ પ્રગણાઓ અને વડી સરકારની નોકરીને અંગે દેશી રાજ્યમાં તથા સરહદી રાજ્યમાં રહેતા હશે તે લોકોને લાગુ પડશે.

**ઈન્કમટેક્ષના સત્તાધિકારીઓ:**

(૧) સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ

(૨) કમિશ્નર ઓફ ઇન્કમટેક્ષ

(૩) આસીસ્ટંટ કમિશ્નર ઓફ ઇન્કમટેક્ષ

(અ) એપેલેટ આસીસ્ટંટ કમિશ્નર

(બ) ઇન્સ્પેકટીંગ આસીસ્ટંટ કમિશ્નર

(૪) ઇન્કમટેક્ષ ઓફિસર

**સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ:** ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલ સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ એકટ ૧૯૨૪ અનુસાર સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુની નિમણૂક કરે છે, અને આ કાયદા હેઠળ અપાયલી સત્તા પ્રમાણે આ કાયદાનો અમલ કરે છે. ઇન્કમટેક્ષ ડિપાર્ટમેન્ટના દરેક સખ્સને સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુના હુકમ અનુસાર કામ કરવાનું હોય છે.

**કમિશ્નર ઓફ ઈન્કમટેક્ષ:** વડી સરકાર દરેક વિસ્તાર માટે એક કમિશ્નર ઓફ ઇન્કમટેક્ષ નીમે છે. જેમકે મુંબઇ ઇલાકા માટે એક. આ ઉપરાંત વિસ્તારની મર્યાદા સિવાય વડી સરકાર બીજા બે ઇન્કમટેક્ષ કમિશ્નર નીમી શકે છે. એટલે વધુમાં વધુ ત્રણ, ત્રણથી વધુ નહિ. દરેક ઇન્કમટેક્ષ કમિશ્નર વિસ્તારની મર્યાદા સિવાય સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ જે કેસ અથવા કેસો સોંપે તેની પતાવટ કરવાને બંધાએલા છે.

**આસીસ્ટંટ કમિશ્નર ઓફ ઈન્કમટેક્ષ:** વડી સરકારને યોગ્ય અને જરૂરી લાગે તેટલા એપેલેટ તથા ઇન્સ્પેકટીંગ, આસીસ્ટંટ કમિશ્નરો, તેમજ ઇન્કમટેક્ષ ઓફિસરો નીમે છે.

એપેલેટ આસીસ્ટંટ કમિશ્નરો સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુના સીધા અંકુશ નીચે હોય છે, અને સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ તેમને જે વિસ્તારનું કામ સોંપે તે કરવાનું હોય છે. કોઇ વિસ્તારમાં બે કે તેથી વધુ એપેલેટ આસીસ્ટંટ કમિશ્નર હોય તો તેમના કામની વહેંચણી પણ સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ કરી આપે છે, અને તે અનુસાર તેમણે કામ કરવાનું હોય છે.

ઇન્સ્પેકટીંગ આસીસ્ટંટ કમિશ્નર તથા ઇન્કમટેક્ષ ઓફિસર બંને કમિશ્નર ઓફ ઇન્કમટેક્ષના અંકુશ હેઠળ હોય છે; અને કમિશ્નર તેમને જે કામ સોંપે તે કરવાનું હોય છે: એપેલેટ આસીસ્ટંટ કમિશ્નરને ફકત અપીલ સાંભળવાનું જ કામ કરવાનું હોય છે, જ્યારે ઇન્સ્પેકટીંગ આસીસ્ટંટ કમિશ્નરને વહીવટીય કામ કરવાનું હોય છે.

# પ્રકરણ ત્રીજું

## કરના દર—સ્લેબ પ્રથા—તથા કરને પાત્ર આવક

**ઈન્કમટેક્ષના દર:** કોઈપણ વર્ષ માટે ઇન્કમટેક્ષના કયા દર લેવા તે વડી ધારાસભા કાયદા દ્વારા મંજૂર કરે છે: એટલે દર વર્ષે આ દર વડી સરકારના અંદાજપત્ર (ફાઇનાન્સ બિલ)માં આવી જશે, અને તે અનુસાર, દરેક શખ્સ અવિભકત સંયુકત હિંદુ કુટુંબ, કંપની, સ્થાનિક સંસ્થાઓ (લોકલ ઓથોરીટી), પેઢી, ભાગીદારી તથા વેપારી મંડળો પાસેથી તેમના આગલા વર્ષની આવક ઉપર તે દરે ઇન્કમટેક્ષની આકારણી કરવામાં આવશે.

**સ્લેબ પ્રથા:** જૂના કાયદા પ્રમાણે સ્ટેપ પ્રથાથી કર આકારવામાં આવતો હતો. જેમકે રૂ. ૨૦૦૦ થી રૂ. ૫૦૦૦ ની આવક ઉપર છ પાઇના દરે, રૂ. ૫૦૦૦ થી રૂ. ૧૦૦૦૦ સુધી ૯ પાઇના દરે કર લેવામાં આવતો હતો. એટલે એ રીતે જેમ આવક વધે તેમ કર વધુ લેવામાં આવતો હતો. કોઇ શખ્સની આવક રૂ. ૪૯૯૯ હોય તો તેના ઉપર છ પાઇના દરે કર લેવાય પણ જો તેજ શખ્સની આવક રૂ. ૫૦૦૧ હોય તો આખી આવક ઉપર

૯ પાઇ પ્રમાણે કર લેવાય. એટલે ફક્ત બે રૂપિઆ આવક વધુ કરવા માટે તેણે પોતાની બધી આવક ઉપર રૂપિયે ત્રણ પાઇનો વધુ કર આપવો પડતો. (આવા કેસોમાં કેટલીક વખત રાહત આપવામાં આવતી હતી). આવી રીતે જે કર લેવામાં આવતો તેને સ્ટેપ પ્રથા કહેવાય છે, અને આટલા માટે આ પ્રથા ઘણી અગવડકર્તા થઇ પડી હતી. કારણ કે દરેક શખ્સ હમેશાં પોતાની આવક અમુક હદમાં જ બતાવવા પ્રયત્ન કરતો. આથી ચાલુ સાલથી તે જૂની પ્રથા બદલીને નવી પધ્ધતિ દાખલ કરી છે. તે પધ્ધતિને સ્લેબ પ્રથા કહેવામાં આવે છે. હવે સ્લેબ પ્રથામાં કઇ રીતે કર આકારાય છે તે જોઇશું. આ પ્રથા પ્રમાણે આવકના હપ્તા પાડવામાં આવ્યા છે. જેમકે પહેલો હપ્તો ૫૦૦૦. ત્યાર પછી બીજો હપ્તો બીજા ૫૦૦૦ (એટલે ૧૦૦૦૦) અને ત્યાર પછી ત્રીજા ૫૦૦૦ (એટલે ૧૫૦૦૦), અને તેના ઉપર નીચે પ્રમાણે કર આકારવામાં આવે છે.

| | | | | |
|---|---|---|---|---|
| | રૂ. ૧૫૦૦ | આવક ઉપર | દર રૂપિયે | કાંઇ નહિ. |
| બીજા | રૂ. ૩૫૦૦ | ,, | ,, | ૦–૦–૯ |
| બીજા વધુ | રૂ. ૫૦૦૦ | ,, | ,, | ૦–૧–૩ |
| ત્રીજા વધુ | રૂ. ૫૦૦૦ | ,, | ,, | ૦–૨–૦ |
| અને બીજી બાકીની વધુ | | ,, | ,, | ૦–૨–૬ |

ઉદાહરણ તરીકે કોઇ શખ્સને રૂ. ૬૦૦૦ ની આવક થઇ હોય તો જૂની પ્રથા પ્રમાણે દર ૦-૦-૯ પ્રમાણે રૂ. ૨૮૧-૪-૦ કર આપવો પડતો; જ્યારે નવી પ્રધ્ધતિ પ્રમાણે પહેલા રૂ. ૧૫૦૦ બાદ આપવામાં આવશે. એટલે બાકીના રૂ. ૪૫૦૦ માંથી રૂ. ૩૫૦૦ ઉપર ૦–૦–૯ પ્રમાણે કર લેવામાં આવશે જ્યારે બાકીના ફક્ત રૂ. ૧૦૦૦ ઉપર ૦–૧–૩ ના દરે

કર લેવામાં આવશે. એટલે કુલ રૂ. ૨૪૨—૩—૦ કર આપવો પડશે એટલે જૂની પ્રથા પ્રમાણે રૂ. ૩૯—૧—૦ કરના વધુ આપવા પડતા. ઉપરાંત રૂ ૨૩—૭—૦ સરચાર્જના પણ આપવા પડતા. માટે આ નવી પ્રથાથી નાની આવકવાળાઓને વધુ રાહત મળશે.

આ પ્રથામાં જેની આવક રૂ. ૨૦૦૦ ની ઉપર હશે તો તેની પાસેથી કર લેવામાં આવશે. પણ જો રૂ. ૨૦૦૦થી સહેજ વધુ આવક હોય તો વધારાની રકમની અડધી રકમ કર તરીકે લેવામાં આવશે.

**કરને પાત્ર આવક:** નીચેની આવક ઉપર કર લેવામાં આવશે:

(૧) પગાર

(૨) જામીનગીરીઓનું વ્યાજ

(૩) મિલકતની આવક

(૪) વેપાર, વકીલાત, વૈદ્યકીય ધંધો, હુન્નર ઉદ્યોગ વગેરેમાંથી થતી આવક

(૫) ઉપર સિવાયના અન્ય માર્ગોથી થતી આવક

**પગાર:** કલમ ૭માં પગારનું સ્પષ્ટિકરણ કરેલું છે. જૂના કાયદા પ્રમાણે વર્ષમાં પગારની જેટલી રકમ મળી હોય તેટલી જ રકમ કરને પાત્ર થતી, અને તેથી કેટલાક કરમાંથી મુક્તિ મેળવવા પગારની પૂરેપૂરી રકમ તે વર્ષમાં લેતા નહિ. એટલે નવા કાયદામાં વર્ષના પગારની જેટલી રકમ થતી હશે તેટલા ઉપર કરની જોગવાઇ કરવામાં આવી છે. પછીથી તે આવક તે વર્ષમાં પૂરેપૂરી મળી હોય કે નહિ છતાં પણ ગણી લેવામાં આવશે.

પગાર, કમિશન, પેનસન, વર્ષાસન, મજૂરી વગેરેના બદલામા મળેલી કોઇપણ રકમ વર્ષના રૂ. ૨૦૦૦ અને તેથી વધુ થતી હોય તે, તથા પગાર પેટે એડવાન્સ પૈસા ઉપાડયા હોય તો તે પણ જે સાલમાં એડવાન્સ લીધા હશે તે સાલની કુલ આવકમાં ગણીને તેના પર કર આકારવામાં આવશે. આ કર પગાર આપનાર શખ્સ પગારદારની કુલ આવકને લાગુ પડતા દરે પગારમાંથી કાપી લેવા બંધાએલો છે. અને જો તેમ કરવામાં તે કસૂર કરશે તો તેની પાસેથી કર વસૂલ કરવામાં આવશે. અને જો તેવી જ રીતે પગારદારની આવકને સુપર-ટેક્ષ લાગુ પડતો હોય તો તે પણ લાગુ પડતા દરે પગાર આપનાર પગારદારના પગારમાંથી કાપી લેવા બંધાએલો છે.

બ્રિટિશ હિંદની બહાર રહેતા નોકરને આપવામાં આવતા પગારની કોઇપણ રકમમાંથી વધુમાં વધુ દરે ઇન્કમટેક્ષ (એટલે દર રૂપિયે ૦—૨—૬ લેખે) તથા તેની આવકને લાગુ પડતા દરે સુપરટેક્ષ કાપી લેવો જોઇએ. અને આ રીતે કરને અંગે કાપી લીધેલી રકમ સમયસર ઇન્કમટેક્ષ ઓફિસમાં મોકલી આપવી.

વડી સરકારની આજ્ઞા અનુસાર હિંદના કોઇપણ ભાગમાં વડી સરકારની નોકરીમાં હોય એવા શખ્સના પગારમાંથી તેને લાગુ પડતા દરે ઇન્કમટેક્ષ કાપી લેવામાં આવશે.

પગાર ઉપરાંત શેઠ તરફથી નોકરી બજાવતાં જે ખર્ચ કરવો પડે, તે ખર્ચ પેટે જે રકમ મળી હોય; જેવી કે: ગાડીભાડું, મુસાફરી-ખર્ચ, વગેરે ઉપર કર લાગુ પડતો નથી.

શેઠ તરફથી પ્રોવીડન્ટ ફંડ (જેને ૧૯૨૫નો પ્રોવીડન્ટ એક્ટ લાગુ પડતો ન હોય તે) માં જે રકમ આપવામાં આવતી હોય, તે રકમ તથા તે રકમનું વ્યાજ પગાર તરીકે ગણવામાં આવશે અને તેના ઉપર પણ કર લેવામાં આવશે. પણ જો આવી રકમ નોકરીમાંથી રજા આપી તેની નુકસાનીના બદલા તરીકે આપવામાં આવી હશે તો તેના ઉપર કર લેવામાં આવશે નહિ. પણ અમુક વર્ષો સુધી સારી રીતે નોકરી બજાવી તેના બદલામાં જો તે રકમ આપવામાં આવી હશે તો તે આવક ગણાશે અને તેના ઉપર કર લેવામાં આવશે.

જિંદગીના વિમાનું પ્રિમિયમ, પ્રોવીડન્ટ ફંડ (૧૯૨૫ પ્રોવીડન્ટ એક્ટ પ્રમાણેનું તથા ઇન્કમટેક્ષ એક્ટ કલમ (૫૮) પ્રમાણેનું) તથા સુપર એન્યુએશ ફંડ વગેરે બધું થઇને પગારની કુલ આવકમાંથી ૧/૬ સુધી બાદ મળે છે.

શેઠ તરફથી મકાન રહેવાને મળતું હોય, તથા બીજું કાંઇ એલાવન્સ મળતું હોય તો તે કુલ આવકમાં ગણવામાં આવે છે અને તે કરને પાત્ર છે.

**જામીનગીરીઓ (સીક્યુરીટીઝ):** સરકારી લોન, (વડી સરકારની કે પ્રાંતિક સરકારની) ડીબેન્ચર (લોકલ ઓથોરીટીનાં કે કંપનીનાં) બોન્ડ વગેરેના વ્યાજની આવક ઉપર કર આકારવામાં આવે છે. આ કર વધુમાં વધુ દરે, આવું વ્યાજ આપતી વખતે કાપી લેવામાં આવે છે. આ કર ફરી ફરીને લેવામાં આવતો નથી, પણ કોઇ શખ્સની કુલ આવકને કયો દર લાગુ પડશે તે નક્કી કરવા વ્યાજની રકમ તેની આવકમાં ઉમેરવામાં આવે છે.

કેટલીક લોનોને ઇન્કમટેક્ષથી મુક્ત જાહેર કરવામાં આવેલી હોય છે. એટલે આવી લોનની વ્યાજની રકમમાંથી થયેલી આવક ઉપર કર લેવામાં આવતો નથી. પણ કોઇ શખ્સની કુલ આવક નક્કી કરવા તથા તેને કયો દર લાગુ પડશે તે જાણવા માટે તે વ્યાજની રકમ કુલ આવકમાં ગણવામાં આવે છે અને આ લોન ઇન્કમટેક્ષથી મુક્ત હોવા છતાં પણ જેની આવકને સુપરટેક્ષ લાગુ પડતો હોય એવા શખ્સને સુપરટેક્ષ આપવો પડશે.

પ્રાંતિક સરકારે બહાર પાડેલી ઇન્કમટેક્ષથી મુક્ત લોનના વ્યાજ પર પ્રાંતિક સરકાર કર આપવાને બંધાએલી છે.

કોઇપણ લોન ડીબેન્ચર વગેરેનું વ્યાજ બેન્ક તરફથી વસૂલ કરવામાં આવ્યું હોય, અને આવી વસુલાત કરવા માટે બેન્ક તેની પાસેથી જે કમિશન લે તે કમિશન કર લેતી વખતે ખરચ તરીકે કુલ આવકમાંથી બાદ આપવામાં આવશે.

જામીનગીરીઓ ખરીદ કરવા સારુ કોઇપણ રકમ કરજે લીધી હશે, અને તેના ઉપર જે વ્યાજ આપવું પડતું હશે તે વ્યાજ મજરે આપવામાં આવશે. કરજે લીધેલી રકમ પરનું વ્યાજ બ્રિટિશ હિંદની બહાર આપવામાં આવતું હોય, તો તેમાંથી વ્યાજ આપનારે વધુમાં વધુ દરે ઇન્કમટેક્ષ કાપી લેવો, સિવાય કે તેના એજંટ તરીકે કોઇ પણ શખ્સ તે આપવા બંધાએલો હોય.

**મકાન (મિલકત):** મકાન-મિલકતમાંથી થતી આવક ઉપર કર કલમ નવ મુજબ આકારવામાં આવે છે. મકાન-મિલકતનું વાર્ષિક ભાડું કેટલું ઊપજશે (Annual Value) તે પ્રત્યેક ગામની

મ્યુનિસિપાલિટી નક્કી કરે છે. કોઇ શખ્સ પોતાના મકાનની ભાડાની વાર્ષિક આવકનો બરોબર હિસાબ રાખી તે પુરવાર કરી આપે તો તે પણ "એન્યુઅલ વેલ્યુ" તરીકે ગણવામાં આવશે. મકાનની બાબતમાં, "એન્યુઅલ વેલ્યુ"માંથી કાયદા પ્રમાણે નીચે મુજબના ખર્ચ મજરે મળે છે:

(૧) રીપેર ખર્ચ: વધુમાં વધુ એન્યુઅલ વેલ્યુનો ૧/૬ ભાગ, આવું ખર્ચ કર્યું હોય અથવા ન કર્યું હોય છતાં પણ.

(૨) મકાનનો વિમો: આગ, અકસ્માત વગેરેનો જો વિમો ઉતરાવેલો હોય તો વાર્ષિક પ્રિમિયમ,

(૩) મિલકત ખરીદવા માટે અથવા બાંધકામ અથવા રિપેરિંગ ખર્ચ માટે જો કોઇ રકમ કર્જે લીધી હશે તો તેનું વ્યાજ, અથવા મિલકત ગીરો મૂકી હશે તો તેના ઉપર આપવું પડતું વ્યાજ. જો વ્યાજની રકમ બ્રિટિશ હિંદની બહાર રહેતા શખ્સને આપવામાં આવતી હોય તો તેમાંથી વધુમાં વધુ દરે ઇન્કમટેક્ષ કાપી લેવો.

કાયદેસર રીતે અથવા બીજી કોઇપણ રીતે આવી મિલકત જામીનગીરી તરીકે ગણવામાં આવી હોય (Security for money or charge) અને તેના પર વ્યાજ આપવું પડતું હોય તો તે રકમ. વાર્ષિક ચાર્જ (Annual Charge), કોર્ટ ડિક્રી, અથવા કોર્ટના હુકમ પ્રમાણે અથવા વીલ પ્રમાણે કોઇપણ શખ્સને અમુક વાર્ષિક રકમ મિલકતની આવકમાંથી આપવી પડતી હશે તો તે.

(૪) જમીનભાડું તથા જમીન મહેસુલ.

(૫) મકાન ખાલી હોય તો તે ખાલી જગ્યાનું ભાડું; સરેરાશ ખર્ચ બાદ જતાં.

(૬) ભાડું વસૂલ કરવાનો ખર્ચ. જે રકમ ખરેખર ખર્ચાઇ હોય તો તે અથવા "એન્યુઅલ વેલ્યુ"ના વધુમાં વધુ ૭ ટકા.

(૭) ભાડૂતો પાસેથી વસુલ નહિ થયેલું ભાડું; કે જે વસૂલ કરવા માટે કાયદેસર રીતે બધા જ પ્રયત્ન કર્યા હોય.

ઉપરની સર્વ રકમો બાદ જતાં મકાનમાંથી આવક થવાને બદલે નુકસાની જણાય તો તે નુકસાની પહેલા જૂના કાયદામાં બાદ મળતી ન હતી, પણ નવા કાયદા પ્રમાણે તે બીજી આવકમાંથી કુલ આવક ગણતી વખતે બાદ મળશે.

જો મકાનના એકથી વધુ માલિક હોય અને તેમના ભાગ સ્પષ્ટ રીતે નક્કી કરેલા હોય તો તે મકાનની આવકમાંથી દરેકના ભાગ જુદા ગણી કર આકારવામાં આવશે.

**ધંધો–રોજગાર, વકિલાત વગેરે:** ધંધો–રોજગાર વગેરેની કુલ આવક ગણતાં નીચેની રકમ બાદ કર્યા પછી નક્કી આવક ગણી તેના ઉપર કર આકારવામાં આવે છે:

(૧) જે જગ્યામાં ધંધો કરવામાં આવતો હોય તો તે જગ્યાનું ભાડું તથા મ્યુનિસિપલ ટેક્ષ. પણ જો માલિક પોતે તેમાંથી થોડી જગ્યા પોતાના રહેઠાણ તરીકે વાપરતો હશે તો તેટલી જગ્યાનું ભાડું બાદ આપવામાં આવશે નહિ.

(૨) ધંધાને અંગે ભાડે રાખેલી જગ્યાનું (કરાર કર્યો હોય તો) રિપેરિંગ ખર્ચ.

(૩) ધંધા માટે કરજે લીધેલી રકમનું વ્યાજ; વ્યાજ જો બ્રિટિશ હિંદની બહાર રહેતી કોઇ વ્યકિતને આપવામાં આવતું હોય તો તેમાંથી વધુમાં વધુ દરે ઇન્કમટેક્ષ કાપી લેવો.

(૪) ધંધાને અંગે મશીનરી, સ્ટોક, મકાન, ફર્નિચર વગેરેના વિમાનું પ્રિમિયમ.

(૫) મશીનરી, ફર્નિચર, મકાન વગેરેનો ચાલુ ખર્ચ.

(૬) ઘસારો: મિલકત મશીનરી, ફર્નિચર તથા સાધનો વગેરે ઉપર ઘસારો નકકી કરેલા દરે આપવામાં આવે છે. ઘસારો "રીટન ડાઉન–Written down" કિંમત ઉપર મળે છે: દાખલા તરીકે કોઇ મશીનરી રૂ. ૧૦૦૦૦૦માં લીધી હોય, અને તેના ઉપર ૫% ઘસારો બાદ આપવામાં આવે એટલે બીજા વર્ષે રૂ. ૯૫૦૦૦ કિંમત ગણાય છે. આ કિંમતને "રીટન ડાઉન વેલ્યુ" કહે છે. અને બીજા વર્ષે આવી રીતે "રીટન ડાઉન" કિંમત ઉપર ઘસારો બાદ મળે છે, નહિ કે મૂળ કિંમત ઉપર.

(૭) ફળખાધ: કોઇ શખસ પોતાના ચોપડા જમા ખર્ચ પદ્ધતિથી (Mercantile System) રાખતો હોય, અથવા તો જે શખ્સ ધીરધારનો (Moneylending) ધંધો કરતો હોય અને જે લેણું વસૂલ ન થતું હોય તેની માંડવાળ કરેલી હોય તો તે માંડવાળ કરેલી ઉઘરાણી

(Bad Debts) તથા શંકાશીલ ઉઘરાણી (Doubtful Debt) મજરે આપવામાં આવશે. જેનો હિસાબ રોકડ (Cash Basis) પધ્ધતિથી રાખવામાં આવતો હોય, તેને માંડવાળ કરેલી ઉઘરાણી બાદ મળતી નથી.

(૮) ધંધાર્થે રાખવામાં આવતાં પશુઓ જો ધંધા માટે બિન-ઉપયોગી થઇ પડે અને તેની કિંમત માંડવાળ કરવી પડે તો તે રકમ મજરે મળે છે.

(૯) નોકરોને આપવામાં આવેલું બોનસ તથા કમિશન જો યોગ્ય હોય તો બાદ મળે છે.

(૧૦) ચોપડા તપાસવાની ફી કોઇને આપી હોય તો તે બાદ મળે છે. ટૂંકમાં દરેક ધંધામાં ધંધાને અંગે જ થયેલો ખર્ચ મજરે મળે છે.

**નીચે જણાવેલા ખર્ચની રકમ બાદ મળતી નથી**

(૧) માલિક તથા ભાગીદારોએ રોકેલી મૂડીનું વ્યાજ તથા તેમનો પગાર તથા કમિશન,

(૨) ધર્માદા કરેલી રકમ તથા બક્ષીસ આપેલી રકમ,

(૩) માલિક તથા ભાગીદારોનો ખાનગી ખર્ચ; રીઝર્વ તથા બીજા ફંડનું વ્યાજ,

(૪) ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષની રકમ,

ટૂંકમાં ધંધાને અંગે નહિ થયો હોય એવો બધો ખર્ચ.

**અન્ય માર્ગોની આવક:** ઉપર જણાવેલી આવક સિવાય બીજા કોઇપણ માર્ગે આવક થતી હશે તો તેના પર કર આકારવામાં આવશે.

**મેનેજિંગ એજન્સીનું કમિશન:** કોઈ કંપની તરફથી મેનેજિંગ એજન્ટને કમિશન આપવામાં આવ્યું હોય તો તેમાં કોઈ ભાગીદાર હોય તો મેનેજિંગ એજન્સીમાં કેટલા ભાગીદારો છે તથા દરેકનો ભાગ કેટલો છે એવું ઇન્કમટેક્ષ ઓફિસરને લખાણ દ્વારા સાબિત કરી આપવાથી દરેકના જુદા જુદા ઠરાવેલા ભાગ ઉપર કર આકારવામાં આવશે.

# પ્રકરણ ચોથું

## કર ભરનાર લોકોનું વર્ગીકરણ
## તથા
## તેમને લગતી આકારણીના પ્રકાર

ઇન્કમટેક્ષના જૂના કાયદા પ્રમાણે બ્રિટિશ હિંદના સર્વ લોકોની ગયા વર્ષે બ્રિટિશ હિંદમાં થયેલી હોય તેવી અથવા લાવવામાં આવી હોય તેવી આવક ઉપર જ કર લેવાયાં આવતો હતો. પણ નવા કાયદા પ્રમાણે કર ભરનાર લોકોના નીચે પ્રમાણે ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે.

(૧) બ્રિટિશ હિંદના રહેવાશી ન હોય તે (Not Resident),

(૨) બ્રિટિશ હિંદના રહેવાશી (પણ સાધારણ રીતે નહિ) (Resident, but not Ordinarily Resident),

(૩) બ્રિટિશ હિંદના રહેવાશી અને સાધારણ રહેવાશી. (Resident and ordinarily Resident)

**બ્રિટિશ હિંદના રહેવાશી (પણ સાધારણ રીતે નહિ):**

(અ) જે શખ્સ બ્રિટિશ હિંદમાં એક જ વર્ષમાં ૧૮૨ દિવસ અને તેથી વધુ દિવસ રહેલો હોય તો તે બ્રિટિશ હિંદનો રહેવાશી (પણ સાધારણ રીતે નહિ) ગણાશે.

અથવા

(બ) જે શખ્સે એક વર્ષમાં ૧૮૨ દિવસ તથા વધુ દિવસ રહેવા માટે બ્રિટિશ હિંદમાં ઘર (મકાન) રાખ્યું હોય, અને તે વર્ષ દરમિયાન કોઇ પણ વખતે બ્રિટિશ હિંદમાં આવેલો હશે તો તે બ્રિટિશ હિંદનો રહેવાશી (પણ સાધારાણ રીતે નહિ) ગણાશે.

અથવા

(ક) જે શખ્સ બ્રિટિશ હિંદમાં તે વર્ષ પહેલાંના ચાર વર્ષોમાં ગમે ત્યારે વખતોવખત રહી ૩૬૫ દિવસ રહ્યો હશે તો તે બ્રિટિશ હિંદનો રહેવાશી (પણ સાધારણ રીતે નહિ) ગણાશે.

અવિભકત સંયુકત હિંદુ કુટુંબ, પેઢી, ભાગીદારી, તથા વેપારી મંડળી બ્રિટિશ હિંદના રહેવાશી ગણાશે. પણ જેનો બધો અંકુશ અને વ્યવસ્થા બ્રિટિશ હિંદની બહાર આવેલાં હશે તે બ્રિટિશ હિંદના રહેવાશી ગણાશે નહિ.

કોઇ કંપની કે જેનો અંકુશ અને વ્યવસ્થા બ્રિટિશ હિંદમાં હોય તે, અથવા કોઇ કંપની બ્રિટિશ હિંદની બહાર આવેલી હોય, અને તેની બ્રિટિશ હિંદમાં થએલી આવક બ્રિટિશ હિંદની બહાર

થએલી આવક કરતાં વધી જાય તો તે કંપની બ્રિટિશ હિંદની રહેવાશી ગણાશે.

### બ્રિટિશ હિંદના રહેવાશી અને સાધારણ રહેવાશી

ઉપરની વ્યાખ્યાઓ પ્રમાણે કોઇ વ્યકિત રહેવાશી ઠર્યા બાદ નીચેની શરતો પૂરી થતાં તે સાધારણ રહેવાશી (Ordinarily, Resident) બને છે.

(અ) ઉપર મુજબ રહેવાશી બન્યા પછી તે શખ્સ તે વર્ષ પહેલાંના દશ વર્ષોમાંથી નવ વર્ષ બ્રિટિશ હિંદમાં રહેવાશી તરીકે રહેવાથી સાધારણ રહેવાશી ગણાશે.

અથવા

(બ) કોઇપણ શખ્સ તે પહેલાંના સાત વર્ષમાં વખતો-વખત મળીને એકંદર એ વર્ષ બ્રિટિશ હિંદમાં રહેલો હોય તો તે સાધારણ રહેવાશી ગણાશે.

અવિભકત સંયુકત હિંદુ કુટુંબ કે જેનો કર્તા બ્રિટિશ હિંદમાં રહેતો હશે તો તે કુટુંબ સાધારણ રહેવાશી ગણાશે.

કોઇ કંપની, પેઢી અથવા સંસ્થા, જો તે બ્રિટિશ હિંદમાં આવેલી હોય તો તે સાધારણ રહેવાશી ગણાશે.

ઉપરના ત્રણ વર્ગના લોકોની જુદી જુદી આવક ઉપર નીચે પ્રમાણે કુલ આવક ગણી કર આકારવામાં આવશે:

**નોટ રેસીડેન્ટ (Not Resident):** બ્રિટિશ હિંદની બહારના રહેવાશીની ફકત બ્રિટિશ હિંદમાં થતી આવક ઉપર જ કર લેવામાં આવશે. પરદેશમાં થતી આવક ઉપર કર લેવામાં આવશે નહિ.

કોઈ શખ્સ બ્રિટિશ હિંદમાં રહેતી પોતાની પત્નીને જે આવક મોકલશે તે તેની પત્નીને બ્રિટિશ હિંદમાં થયેલી આવક ગણાશે અને જો તે આવક તેના પતિની આવકમાં ગણી લેવામાં નહિ આવી હોય, તો તે કરને પાત્ર થશે.

**બ્રિટિશ હિંદના રહેવાશીની (પણ સાધારણ રીતે નહિ):**

(અ) બ્રિટિશ હિંદમાં થયેલી બધી આવક ઉપર.

(બ) હિંદમાં (દેશી રાજ્ય સહિત) રહીને બ્રિટિશ હિંદની બહાર (પરદેશ સુધાં) કોઈ પણ ધંધા ઉપર અંકુશ રાખીને મેળવેલી આવક: પછી તે બ્રિટિશ હિંદમાં લાવવામાં આવી હોય કે ન હોય, તો પણ.

(ક) બ્રિટિશ હિંદની બહાર થએલી આવક, જે બ્રિટિશ હિંદમાં લાવવામાં આવી હોય, અથવા મળી હોય.

**રહેવાશી અને સાધારણ રહેવાશીની** (Resident and Ordinarily Resident):

(અ) બ્રિટિશ હિંદમાં થએલી બધી આવક ઉપર,

(બ) (૧) બ્રિટિશ હિંદની બહારથી મળેલી અથવા મળવાની છે તેવી આવક ઉપર,

(૨) જે આવક બ્રિટિશ હિંદની બહાર આ વર્ષ શરૂ થતાં પહેલાં (૧લી એપ્રીલ ૧૯૩૯) થએલી હોય, અથવા મેળવેલી હોય, અને ૧લી એપ્રીલ ૧૯૩૩ પછીથી થએલી આવક ચાલુ વર્ષમાં બ્રિટિશ હિંદમાં લાવવામાં આવી હોય તે આવક.

૩૧ માર્ચ ૧૯૪૦ના પૂરા થતા વર્ષમાં ઉપરની બે આવકમાંથી જે આવક વધુ હશે તેના ઉપર જ કર આકરવામાં આવશે; બંને ઉપર નહિ.

કોઇ વર્ષમાં બ્રિટિશ હિંદની બહાર થએલી આવક બ્રિટિશ હિંદમાં આણેલી આવક કરતાં વધી જાય તો કરની આકારણી કરતી વખતે બ્રિટિશ હિંદની બહાર થએલી આવક રૂ. ૪૫૦૦ થી વધુ હશે તો તેના ઉપર કર આકારવામાં આવશે. એટલે બ્રિટિશ હિંદની બહાર થએલી આવક ઉપર કર આકારતી વખતે રૂ. ૪૫૦૦ બાદ આપવામાં આવશે.

બ્રિટિશ હિંદની બહાર થએલી આવકનો હિસાબ બતાવવા માટે ચોપડા રજુ કરવા એ ઘણું ત્રાસદાયક હોવાથી તેનું તપાસેલું (Audited) સરવૈયું તથા નફાતોટાનો હિસાબ રજુ કરવામાં આવશે, તો તે ઉપર લક્ષ આપવામાં આવશે અને ચોપડા લાવવાના ત્રાસમાંથી મુક્તિ મળશે.

ઉદાહરણ: એક ગુજરાતી વેપારી આફ્રિકામાં વ્યાપાર કરે છે. તેને બ્રિટિશ હિંદમાં બાપદાદાનું ઘર નથી અને બ્રિટિશ હિંદમાં બે કે ત્રણ વર્ષમાં બે માસ માટે આવતો હશે તો તે નોનરેસીડેન્ટ ગણાશે. બ્રિટિશ હિંદમાં એને બીલકુલ આવક ન હોય, પણ આફ્રિકામાં રૂ. ૧૦૦૦૦ની આવક હોય અને તેમાંથી કોઇ રકમ બ્રિટિશ હિંદમાં મોકલે તો તેના ઉપર કર લેવામાં આવશે નહિ. (પણ જો એ આવક એની પત્નિને મોકલશે તો તેની ઉપર પત્નિ પાસેથી કર લેવામાં આવશે.)

એક વેપારી આફ્રિકામાં વેપાર કરતો હોય, તથા બ્રિટિશ હિંદમાં ઘર રાખેલું હોય, અને બ્રિટિશ હિંદમાં નિયમિત આવતો હોય (વર્ષમાં બે માસ) તો તે બ્રિટિશ હિંદનો રહેવાશી (પણ સાધારણ રીતે નહિ) ગણાય છે. માટે એની બ્રિટિશ હિંદમાં થયેલી આવક તથા બહાર થયેલી આવકમાંથી જેટલી બ્રિટિશ હિંદમાં લાવ્યો હશે તેના ઉપર કર લેવામાં આવશે.

**અ** બ્રિટિશ હિંદનો રહેવાશી અને સાધારણ રહેવાશી છે તેને બ્રિટિશ હિંદની રૂ. ૫૦૦૦ની આવક છે અને પરદેશની રૂ. ૭૦૦૦ની આવક છે. રૂ. ૭૦૦૦માંથી રૂ. ૨૦૦૦ બ્રિટિશ હિંદમાં લાવે છે. એટલે **અ** ને રૂ. ૫૦૦૦ ઉપર તથા રૂ. ૨૦૦૦ ઉપર તથા રૂ: ૫૦૦ (રૂ. ૭૦૦૦માંથી રૂ. ૨૦૦૦ જતાં બાકી રહેલા રૂ. ૫૦૦૦માંથી રૂ. ૪૫૦૦ બાદ કરતાં રહેલા) ઉપર કર આપવો પડશે.

# પ્રકરણ પાંચમું

## કરથી મુક્ત આવક

નીચેની આવક ઉપર કર લેવામાં આવતો નથીઃ

(૧) કોઇપણ મિલકત કે સિક્યુરિટીની આવક, કે જે આવક થએલ ટ્રસ્ટ અનુસાર ફક્ત ધર્માદા અને જાહેર હિતના કામકાજમાં વપરાતી હોય,

(૨) ધર્માદા સંસ્થાની આવક કે જે ફક્ત સંસ્થાના કામમાં જ વપરાતી હોય,

(૩) ખેતીવાડીની આવક કે જેના ઉપર બ્રિટિશ હિંદમાં મહેસૂલ ભરવામાં આવ્યું હોય,

(૪) પોસ્ટઓફિસના કેશસર્ટિફિકેટની આવક,

(૫) પોસ્ટઓફિસ સેવીંગ્સ બેન્કનું વ્યાજ,

(૬) મહિસુર સરકારની જામીનગીરીઓનું વ્યાજ,

(૭) જે આવક હંમેશની નહિ પણ અચાનક, ક્વચિત અથવા અકસ્માત થાય તેઃ જેમકે લોટરી, ઇનામી હરીફાઇ, રેઇસ વગેરેમાં થયેલી આવક, વીલ તથા વારસામાં મળેલી આવક, વીલ તથા વારસામાં મળેલી મિલકત.

**ટ્રસ્ટી અને બેનીફિશિયરી :** કોઇપણ મિલકતનું ટ્રસ્ટ કરવામાં આવ્યું હોય તો તે મિલકતમાંથી થયેલી આવક ઉપર ટ્રસ્ટીઓ પાસેથી કર લેવામાં આવશે; અથવા જેના માટે ટ્રસ્ટ કરવામાં આવ્યું હોય, અને તેમના ચોક્કસ ભાગ નક્કી કરેલા હોય, તો તે બધા પાસેથી પણ કર વસૂલ કરી શકાશે. આવા ભાગ નક્કી નહિ કર્યા હોય તો વધુમાં વધુ દરે કર લેવામાં આવશે. આ કાયદો ૧૯૧૩ના મુસલમાન વકફ એકટ અનુસાર કરેલા ટ્રસ્ટને પણ લાગુ પડશે.

જેના લાભ માટે ટ્રસ્ટ કરવામાં આવ્યું હોય, અને તે જો બ્રિટિશ હિંદની બહાર રહેતા હોય, તો તેમની આવક ઉપરના કર માટે ટ્રસ્ટીઓ જવાબદાર રહેશે. તેમજ તેમની ઉપર સીધી આકારણી પણ કરી શકાશે.

સગીર, ગાંડા અથવા અર્ધગાંડા માણસ અથવા બ્રિટિશ હિંદની બહાર રહેતા શખ્સની વતી કોઇ શખ્સ ટ્રસ્ટી, વાલી, રિસીવર, મેનેજર અથવા એજન્ટ તરીકે સગીર, ગાંડા વગેરેની મિલકતની આવક વસુલ કરતા હશે તો તે આવક, સગીર, અર્ધગાંડા માણસ તદ્દન સારા હોત, અને જે પ્રમાણે તેમની પાસેથી કાયદેસર કર વસુલ કરી શકાત, તે જ પ્રમાણે, ટ્રસ્ટી, વાલી, રિસીવર, મેનેજર અથવા એજન્ટ પાસેથી સગીર, ગાંડા, અર્ધગાંડા માણસ તથા બ્રિટિશ હિંદની બહાર રહેતા શખ્સ વગેરેની આવક ઉપર લાગુ પડતા દરે કર વસુલ કરવામાં આવશે.

# પ્રકરણ છઠ્ઠું

## કુલ આવક

કોઇ પણ શખ્સની કુલ આવક આકારવા માટે નીચેની આવકો અંદર ગણી લેવામાં આવે છે:

(૧) પ્રોવીડન્ટ ફંડ અથવા બીજા કોઇ જાતના બેનીફીટ માટે કપાતી રકમ તથા તેનું વ્યાજ,

(૨) ઇન્કમટેક્ષથી મુક્ત એવી વડી સરકારની તથા પ્રાંતિક સરકારની જામીનગીરીઓ તથા લોનનું વ્યાજ,

(૩) પેઢી તથા ભાગીદારીમાંથી થએલી આવક, નફો, વ્યાજ, પગાર તથા મહેનતાણાની કોઇપણ રકમ મળી હોય તે; તથા ખોટ: ખોટ હશે તો તે કુલ આવકમાંથી બાદ આપવામાં આવશે.

(૪) કોઇ શખ્સે પોતાની મિલકત ટ્રસ્ટ, સેટલમેન્ટ, અથવા અન્ય કરારથી બીજા કોઇના નામે કરી હોય, અને તેમ કરનારને આવા ટ્રસ્ટ, સેટલમેન્ટ અથવા કરારને રદ કરવાનો અધિકાર હોય કે ન હોય, છતાં પણ એવી મિલકત ઉપર

તે શખ્સની માલિકી હશે, (એટલે કે તેની આવક પોતે લેતો હશે) તો આવી રીતે બીજાના નામ ઉપર ચઢાવેલી મિલકતમાંથી થયેલી આવક તે શખ્સની આવક ગણવામાં આવશેઃ ઉદાહરણ તરીકે એક માણસને રૂ. ૧૦૦૦૦ની આવક થતી હોય, અને તેમાંથી રૂ. ૨૦૦૦ બીજાના નામ ઉપર કે જેને કાંઇ આવક ન હોય, તેના નામ ઉપર ચઢાવી દે, કે જેથી તે આવકનો પોતે કર બચાવી શકે; તો તે આવક બદલી કરનાર માણસની આવકમાં ગણી લેવામાં આવશે.

કોઇ શખ્સ ટ્રસ્ટ, સેટલમેન્ટ અથવા અન્ય કોઇ કરારથી કોઇ મિલકત કોઇને આપે, અને છ વર્ષથી વધુ અથવા જે માણસ માટે ટ્રસ્ટ વગેરે કર્યું હોય, તેની જિંદગી સુધી રદ કરી શકાય તેમ ન હોય, અને તે મિલકતમાંથી પોતે સીધી યા આડકતરી રીતે લાભ મેળવતો ન હોય, તો તે મિલકતની આવક કુલ આવકમાં ગણવામાં આવશે નહિ. પણ જ્યારે ટ્રસ્ટ, સેટલમેન્ટ, કરાર વગેરે રદ કરવામાં આવશે ત્યારે તે મિલકતની આવક તેની કુલ આવકમાં ગણવામાં આવશે.

(૫) શેરોનું વ્યાજ જે મળ્યું હોય, મળવાનું હોય, જમા કર્યું હોય, અથવા જમા કરવાનું હોય, તથા વહેંચણી કરી હોય, યા કરવાની હોય તો તેના ઉપર જે દર લાગુ પડતો હોય, તે દરે ભરેલા ઇન્કમટેક્ષ સાથે કુલ આવકમાં ગણવામાં આવશે. (સુપરટેક્ષ નહિ).

પ્રત્યેક શખ્સની કુલ આવક ઉપર કર આકારતાં નીચેની આવક તેમાં ગણી લેવામાં આવશેઃ—

(૧) પત્ની પોતાના પતિ સાથે કોઇ પેઢીમાં ભાગીદાર હોય તો પત્નીની આવક,

(૨) એક જ પેઢીમાં પિતા, તથા તેનું સગીર બાળક ભાગીદાર હોય તો, સગીર બાળકની આવક.

(૩) કોઇ મિલકત સીધી યા આડકતરી રીતે, યોગ્ય બદલા સિવાય, પોતાની પત્ની તથા સગીર બાળકોના નામ ઉપર ચઢાવેલી હોય, તો તેવી મિલકતમાંથી થએલી આવક કુલ આવકમાં ગણી લેવામાં આવશે, પણ પત્નીને અલગ રહેવા બદલ આપેલી મિલકતમાંથી થએલી આવક ગણવામાં આવશે નહિ.

(૪) પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે યોગ્ય બદલા સિવાય સગીર બાળકોના નામ ઉપર ચઢાવેલી મિલકતમાંથી થએલી આવક, (સગીર બાળકમાં પરણેલી કન્યાનો સમાવેશ થતો નથી),

(૫) યોગ્ય બદલા સિવાય કોઇ ત્રાહિત શખ્સ અથવા પેઢીના નામ ઉપર પોતાની પત્ની અથવા સગીર બાળકોના, અથવા બન્નેના ફાયદા માટે ચઢાવેલી મિલકતમાંથી થએલી આવક.

**વિમાનું પ્રિમિયમ કોને અને કેટલું બાદ મળે:** કોઇ પણ શખ્સને જિંદગીના વિમાનું પ્રિમિયમ પોતાનું તથા પોતાની પત્નીનું બન્ને થઇને કુલ આવકનો ૧/૬ ભાગ, અથવા રૂા. ૬૦૦૦ સુધી બાદ મળી શકશે.

અવિભક્ત સંયુક્ત હિંદુ કુટુંબના દરેક પુરુષસભ્યનું તથા તેમની પત્નીઓનાં વિમાનું પ્રિમિયમ કુલ આવકનો ૧/૬ ભાગ અથવા રૂ. ૧૨૦૦૦ અથવા એમાંથી જે ઓછું થતું હોય તે બાદ મળે છે. વધુમાં વધુ રૂ. ૧૨૦૦૦ બાદ મળી શકશે.

**નોન રેસીડન્ટનો કર:** કોઇ શખ્સ બ્રિટિશ હિંદનો રહેવાશી ન હોય ( Not Resident ) પણ બ્રિટનનો, દેશી રાજ્યનો અથવા બર્માનો વતની હોય તો તેની સઘળી આવક કે જે દુનિયાના કોઇપણ ભાગમાં થઇ હશે તે બધી આવક સાથે ગણીને તેને એકંદરે લાગુ પડતા દરે બ્રિટિશ હિંદમાં થયેલી આવક ઉપર ઇન્કમટેક્ષ તથા સુપર-ટેક્ષ લેવામાં આવશે.

બ્રિટિશ હિંદના રહેવાશી ન હોય તથા બ્રિટન, દેશી રાજ્ય તથા બર્માનો વતની ન હોય તો તેની પાસેથી વધુમાં વધુ દરે ઇન્કમ-ટેક્ષ લેવામાં આવશે.

**કર કાપી લેવાની જવાબદારી:** કરને પાત્ર એવી કોઇપણ પગારની રકમ આપતાં સરેરાશ લાગુ પડતા દરે ઇન્કમટેક્ષ તથા સુપર-ટેક્ષ કાપી લેવા માટે પગાર આપનાર જવાબદાર રહેશે.

કોઇ શખ્સ બ્રિટિશ હિંદનો રહેવાશી ન હોય અને તેને પગાર આપવામાં આવતો હોય તો, પગાર આપનાર, વધુમાં વધુ દરે ઇન્કમ-ટેક્ષ તથા તે શખ્સની આવકને લાગુ પડતા દરે સુપરટેક્ષ કાપી લેવા માટે જવાબદાર રહેશે.

જામીનગીરીઓનું વ્યાજ આપતી વખતે તેમાંથી ઇન્કમટેક્ષ વધુમાં વધુ દરે કાપી લેવામાં આવશે પણ સુપરટેક્ષ નહિ.

જામીનગીરીઓના વ્યાજમાંથી કર કાપી લેતી વખતે કોઇ શખ્સ ઇન્કમટેક્ષ ખાતામાંથી ઇન્કમટેક્ષ માફીનું સર્ટિફિકેટ તથા જે દરે કર લાગુ પડતો હોય તે દરે કર કાપી બીજો કર માફ થાય છે એવી જાતનું સર્ટિફિકેટ વ્યાજ લેતી વખતે હાજર કરશે તો તે પ્રમાણે કર કાપી વ્યાજ આપવા માટે વ્યાજ આપનાર જવાબદાર રહેશે.

વ્યાજ અથવા અન્ય કોઇ પ્રકારની રકમ જે કાયદા પ્રમાણે કરને યોગ્ય હોય તે જો કોઇ વ્યક્તિ કે જે બ્રિટિશ હિંદનો રહેવાશી ન હોય તેવાને આપવાની હશે તો તે રકમ આપતી વખતે વધુમાં વધુ દરે ઇન્કમટેક્ષ કાપી લેવા માટે આપનાર જવાબદાર રહેશે અને જો તે પ્રમાણે કર કાપી લેવામાં નહિ આવે તો તે રકમ આપનારની આવકમાંથી મજરે મળશે નહિ. (આ કલમથી વ્યાપારી આલમને નુકશાન થવા સંભવ છે. કારણ કે જેઓ બહારના (દેશી રાજ્યો) મૂડીદારોની મૂડીની મદદથી વ્યાપાર કરતા હોય તે શખ્સોને મૂડી ઉપર અપાતા વ્યાજમાંથી કર કાપી લેવાનો હોય છે એટલે બહારના મૂડીદારો પોતાની મૂડી બ્રિટિશ હિંદમાં કરજે આપતાં અચકાશે).

જો ઉપર પ્રમાણે કર કાપવામાં નહિ આવે તો તે રકમ આપનારની આવકમાંથી મજરે મળશે નહિ અથવા તે આવક ઉપર કર ભરવા માટે કલમ ૪૨ પ્રમાણે એજન્ટ તરીકે જવાબદાર રહેશે.

કોઇ શખ્સ બ્રિટિશ હિંદની બહારનો રહેવાશી હોય અને તેની આવક અમુક હદથી વધુ હોય તો ઇન્કમટેક્ષ ખાતા તરફથી ખબર મળી હોય કે અમુક દરે સુપરટેક્ષ કાપી લેવો તો તે કાપી લેવા માટે પૈસા આપનાર જવાબદાર રહેશે.

કોઇ શખ્સ બ્રિટિશ હિંદનો રહેવાશી ન હોય અને તેની દુનિયાની કુલ આવક કોઇપણ વર્ષમાં અમુક હદ કરતાં વધી જાય છે એમ માનવાને ઇન્કમટેક્ષ ઓફિસરને કારણ મળે, અને તે શખ્સને કોઇ કંપની તરફથી ડિવિડન્ડ મળતું હોય અને તે કંપનીને ઇન્કમટેક્ષ ખાતા તરફથી જણાવવામાં આવે તો તે ડિવિડન્ડમાંથી જણાવ્યા પ્રમાણે સુપરટેક્ષ કાપી લેવા માટે કંપની જવાબદાર રહેશે.

આ કલમ પ્રમાણે ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષ કાપવામાં આવ્યો હોય તો જે શખ્સને આવક આપવામાં આવી છે તેના તરફથી કર વસુલ થયો છે એમ ગણાશે અને રીફન્ડ પણ તે શખ્સને મળશે.

**એજન્ટની જવાબદારી:** કોઇ શખ્સ બ્રિટિશ હિંદનો રહેવાશી ન હોય અને તેને બ્રિટિશ હિંદમાં વ્યાપાર સંબંધથી, સીધી અથવા આડકતરી રીતે જે આવક મળી હશે, અથવા મળવાની હશે, અથવા બ્રિટિશ હિંદમાં આવેલી કોઇ મિલકતમાંથી થતી આવક, અથવા કોઇ બીજા માર્ગેથી થતી આવક, અથવા વ્યાજે આપેલી રકમનું વ્યાજ જે રોકડ અથવા બીજી કોઇ રીતે બ્રિટિશ હિંદમાં લાવવામાં આવી હશે તો તે દરેક આવક બ્રિટિશ હિંદમાં થઇ છે એમ ગણાશે. અને તે આવકને લાગુ પડતા દરે તેની પાસેથી અથવા તેના નીમેલા એજન્ટ પાસેથી કર વસુલ કરવામાં આવશે.

કોઇ શખ્સ બ્રિટિશ હિંદનો રહેવાશી નહિ હોય અને તેની આવકમાંથી કર કાપી લેવામાં નહિ આવ્યો હોય તો તે કરની રકમ ગમે તે વખતે તેની મિલકતમાંથી અથવા જ્યારે તે બ્રિટિશ હિંદમાં આવે ત્યારે તેની પાસેથી વસુલ કરી શકાશે.

બ્રિટિશ હિંદનો રહેવાશી ન હોય તેવા કોઇ શખ્સની બ્રિટિશ હિંદમાં થયેલી આવક પરનો કર એજન્ટ મારફતે લેવાનો હશે, અને કોઇ શખ્સ એજન્ટ તરીકે કર આપવા કબૂલ પણ હશે; તો તે કરની રકમ તેની આવકમાંથી કાપી લેવા માટે એજન્ટ જવાબદાર છે. પણ કયા દરે કર કાપી લેવો તે બાબતમાં એની વચ્ચે મતભેદ થશે તો એજન્ટ ઇન્કમટેક્ષ ખાતાને અરજી કરી કયા દરે કર કાપી લેવો તેની મંજૂરી મેળવશે અને તે પ્રમાણે કર કાપી લેવા માટે તે જવાબદાર રહેશે પણ કોઇ વખત કરની રકમ ઇન્કમટેક્ષ ખાતાની મંજૂરીથી કાપી લીધેલી રકમ કરતાં વધુ થશે તો જેટલી રકમ કાપી હશે તેટલી રકમ પૂરતો જ એજન્ટ જવાબદાર રહેશે. વધુ માટે નહિ.

કોઇ ધંધો કે જેનો બધો વ્યવહાર બ્રિટિશ હિંદમાં થયો ન હોય, તો જેટલો વ્યવહાર બ્રિટિશ હિંદમાં થયો હશે અને તેનાથી જેટલી આવક થઇ હશે તેટલી જ આવક ઉપર કર લેવામાં આવશે

કોઇ શખ્સ બ્રિટિશ હિંદની બહારના રહેવાશી વતી બ્રિટિશ હિંદમાં કામ કરતો હશે તો તેને ઇન્કમટેક્ષ ઓફિસર કલમ ૪૩ મુજબ નોટિસ મોકલી સાંભળવાની તક આપ્યા પછી તેને એજન્ટ તરીકે નીમશે. અને આ પ્રમાણે એજન્ટ નિમાયા પછીથી તે બ્રિટિશ હિંદના બહારના રહેવાશીની આવક પર કર આપવા માટે જવાબદાર રહેશે.

કન્સાઇનમેન્ટ પધ્ધતિથી બ્રિટિશ હિંદના રહેવાશી અને બ્રિટિશ હિંદની બહારના રહેવાશી વચ્ચે ધંધો કરવામાં આવશે તો બ્રિટિશ હિંદમાં રહેતો શખ્સ એજન્ટ તરીકે જવાબદાર ગણાશે નહિ.

બ્રિટિશ હિંદનો કોઇ દલાલ બ્રિટિશ હિંદની બહારની કોઇ શખ્સ સાથે સીધો વ્યવહાર ન કરતાં બીજાના સામાન્ય વ્યવહારમાં બ્રિટિશ હિંદની બહારના દલાલ મારફત ધંધો કરે તો તે તેના એજન્ટ તરીકે ગણાશે નહિ.

કોઇ શખ્સ કર કાપવાનું ભૂલી જાય અથવા કાપીને ઇન્કમટેક્ષ ખાતામાં મોકલે નહિ તો તેને માટે દંડ અથવા બીજી કોઇ સજા માટે કર કાપનાર જવાબદાર રહે છે, જેને માટે કર કાપવામાં આવે છે તે જવાબદાર રહેતો નથી.

દરેક ખાનગી પેઢી, સરકારી ઓફિસો, કંપની, વ્યપારી મંડળ તથા અન્ય સંસ્થાઓએ તા ૩૧મી માર્ચ પછી એક મહિનાની અંદર સરકાર તરફથી નક્કી થએલા ફોર્મમાં જેને પગાર આપ્યો હોય તે દરેકના શીરનામાં સહિત વર્ષની અંદર કેટલો પગાર થયો, તેની વિગત સાથે ભરી મોકલવું.

## પ્રકરણ સાતમું

### ડી ફોર્મ વિષે

કલમ ૨૨ (૧) મુજબ જાહેર નોટિસથી જણાવ્યા બાદ દરેક વ્યકિતએ ડી ફોર્મ ૬૦ દિવસની અંદર ભરી મોકલવું, પણ કોઇ વ્યકિત કે જેનું નામ ઇન્કમટેક્ષ લિસ્ટ ઉપર હશે, તેને ઇન્કમટેક્ષ ખાતા તરફથી ડી ફોર્મ કલમ ૨૨ (૨) મુજબ મોકલવામાં આવશે. કારણ કે આ બાબતમાં વડી ધારાસભામાં ફાઇનાન્સ મેંબરે ખાતરી આપેલ છેઃ આ ફોર્મ મળ્યા પછી ૩૦ દિવસની અંદર તે ભરી મોકલવાનું હોય છે. અરજી કરવામાં આવે તો યોગ્ય કારણોસર વધુ મુદત મળી શકે છે. જો કોઇ વ્યકિતને ડી ફોર્મ ન મળ્યું હોય તો પોતે મંગાવી ભરી મોકલવા ચૂકવું નહિ.

ઇન્કમટેક્ષ ઓફિસરના અભિપ્રાય પ્રમાણે કોઇ પણ શખ્સની આવક કરને પાત્ર હોય તો તેની ઉપર ફોર્મ મોકલવામાં આવશે અને તે ફોર્મ ભરવાની મુદત ફોર્મ મળ્યા પછી ૩૦ દિવસ સુધીની રહેશે. છતાં ઇન્કમટેક્ષ ઓફિસર યોગ્ય કારણોસર મુદત લંબાવી શકે છે.

કોઇ શખ્સની આવક રૂ ૩૫૦૦ થી વધુ હશે, અને તેણે ફોર્મ નહિ મંગાવ્યું હોય પણ ઇન્કમટેક્ષ ખાતા તરફથી તેને ફોર્મ મોકલવામાં આવે અને જો તે શખ્સની આવક રૂા. ૩૫૦૦ અથવા તેથી વધુ સાબિત થાય તો તે શખ્સનો દંડ કરવામાં આવશે.

કલમ ૨૨ (૫) મુજબ કોઇ શખ્સ આવકનું ડી ફોર્મ ભરે તો તેની સાથે તે શું નામથી ધંધો કરે છે, તેનું પૂરેપૂરૂં નામ તથા સિરનામું, તથા શાખાઓનાં નામ, તથા સિરનામાં અને જો તેમાં ભાગીદાર હોય તો કેટલા ભાગીદાર છે તે તથા ભાગીદારોનાં નામ, તેમનો જુદો જુદો ભાગ, તથા તેમનાં સિરનામાં જણાવવાં.

ડી ફોર્મ ભરી મોકલાવ્યા પછી ઇન્કમટેક્ષ ઓફિસરને યોગ્ય લાગે તો તે ફોર્મમાં બતાવેલી આવક તેની કુલ આવક તરીકે કબૂલ કરે, અને તે આવક ઉપર કલમ ૨૩ (૧) મુજબ લાગુ પડતા દરે કર આકારી ડિમાન્ડ નોટિસ મોકલશે, અને ડિમાન્ડ નોટિસ મળ્યા પછી પંદર દિવસની અંદર કરની રકમ જણાવેલા સ્થળે ભરી દેવી જોઇશે.

ડી ફોર્મમાં જણાવેલી આવક બરોબર નથી એમ ઇન્કમટેક્ષ ઓફિસરને જણાય અને તે માટે વધુ પુરાવાની જરૂર છે એમ લાગે તો ઇન્કમટેક્ષ ઓફિસર કલમ ૨૩ (૨) મુજબ કોઇપણ દિવસ નક્કી કરી હિસાબ, ચોપડા વગેરે જે પુરાવા ઉપર તે આધાર રાખતો હોય તે રજુ કરવા નોટિસ મોકલશે; અને આવી રીતે પુરાવા તપાસ્યા પછી ખાતરી થતાં તેની કુલ આવક ઉપર કરની આકારણી લાગુ પડતા દરે કરશે; અને ડિમાન્ડ નોટિસ મોકલશે.

કોઇપણ શખ્સ કે જેણે ડી ફોર્મ ભરી મોકલાવ્યું હોય, અથવા જેની ઉપર ડી ફોર્મ મોકલવામાં આવ્યું હોય, અને તે શખ્સના હિસાબના ચોપડા તથા લખાણ (ડોકયુમેન્ટ) કે જેની ઇન્કમટેક્ષ ઓફિસરને જરૂર હોય, તો તે અમુક ઠરાવેલા દિવસે રજુ કરવા અથવા રજુ કરાવવા માટે ઇન્કમટેક્ષ ઓફિસર કલમ ૨૨ (૪) મુજબ તે શખ્સ ઉપર નોટિસ મોકલશે. અને આ પ્રમાણે ઇન્કમટેક્ષ ઓફિસર વધુમાં વધુ પાછલા ત્રણ વર્ષના ચોપડા મંગાવી શકે છે.

જો કોઇ શખ્સે ડી ફોર્મ કલમ ૨૨ (૧) અથવા ૨૨ (૨) મુજબ ભરીને મોકલવ્યું ન હોય તો, કરની આકારણી કરતાં પહેલાં કલમ ૨૨ (૪) મુજબ ચોપડા રજુ કરવા બોલાવે તે વખતે ડી ફોર્મ ભરીને આપી શકે છે.

જો ડી ફોર્મ ભરવામાં ભૂલ થઇ હોય, તો કરની આકારણી થતાં પહેલાં ગમે ત્યારે સુધારી શકાય છે.

દરેક વ્યક્તિએ ડી ફોર્મ સમયસર તથા ચીવટથી ભરી મોકલવાની કાળજી રાખવી, જેથી મુસ્કેલી ઊભી થાય નહિ.

કલબ ૨૨ (૪) અને ૨૩ (૨) મુજબ કોઇ શખ્સને તારીખ આપવામાં આવી હોય, અને જે પુરાવા તથા હિસાબ વગેરે ફોર્મની બાબતમાં મંગાવ્યા હોય, તે સંપૂર્ણ રીતે તપાસીને ઇન્કમટેક્ષ ઓફિસરને ખાતરી થએથી કલમ ૨૩ (૩) મુજબ આવક નક્કી કરી લાગુ પડતા દરે કર આકારી શકે છે, અને ડિમાન્ડ નોટિસ મોકલી શકે છે.

કોઇ શખ્સે ડી ફોર્મ ભરીને મોકલાવ્યું ન હોય, તથા આપેલી તારીખે પુરાવા હાજર ન કર્યા હોય, તો ઇન્કમટેક્ષ ઓફિસર પોતાને

યોગ્ય લાગે તે મુજબ આવક નક્કી કરીને કરની એકતરફી આકારણી કરી શકે છે.

કોઇ રજીસ્ટર્ડ પેઢીએ ઉપર પ્રમાણે ફોર્મ ન ભર્યું હોય, અથવા પુરાવા રજુ ન કર્યા હોય, તો ચૌદ દિવસની નોટિસ આપી રજીસ્ટ્રેશન રદ કરી શકે છે. અને પછી એકતરફી આકારણી કરી શકે છે.

**પેઢીના બંધારણમાં ફેરફાર:** કલમ (૨૩) મુજબ કર નક્કી કરતી વખતે એમ જણાય કે પેઢીના અથવા કંપનીના બંધારણમાં ફેરફાર થયો છે, અથવા નવી પેઢી અથવા નવી કંપની થએલી છે, તો કર આકારતી વખતે જે બંધારણ ચાલુ હોય તે લેવું જોઇએ; પણ કરની આકારણી તો જે સાલનો કર લેવાનો હોય અને જેને તે સાલનો નફો મળ્યો હોય તે ભાગીદાર ઉપર કરવી. કરની આકારણી કરી હોય અને જૂના ભાગીદારો તે ભરે નહિ તો તે નવા ભાગીદારો પાસેથી વસૂલ કરી શકાશે.

કોઇ શખ્સ કોઇ ચાલુ ધંધો "ગુડવીલ" તથા લેણદેણ સાથે લે તો તે ધંધાના કરની આકારણી જે દિવસે એ ધંધો લીધો હોય, તે પહેલાંની આવક જેને મળી હોય, તેની ઉપર કરવામાં આવશે; પણ જો તે કરની રકમ ભરે નહિ તો તે ધંધો ખરીદ કરનાર પાસેથી વસૂલ કરવામાં આવશે: આ રીતે ભરેલો કર જેને માટે ભર્યો હશે તેમની પાસેથી વસૂલ કરી શકાશે.

**રજીસ્ટર્ડ પેઢી તથા અનરજીસ્ટર્ડ પેઢી:** પેઢી ઉપર બે રીતે કર લેવામાં આવે છે: (૧) જે પેઢી રજીસ્ટર કરેલી હોય તે ઉપર અને (૨) જે પેઢી રજીસ્ટર ન કરાવી હોય તેના ઉપર. રજીસ્ટર નહિ થએલી

હોય, તેવી પેઢી ઉપર તેની કુલ આવક ઉપર લાગુ પડતા દરે ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષ લેવામાં આવશે: પણ જો પેઢી રજીસ્ટર થએલી હશે તો તેની આવક તેના ભાગીદારોમાં વહેંચણી કરી દરેક ભાગીદારના જુદા જુદા ભાગ ઉપર લાગુ પડતા દરે કર આકારવામાં આવશે.

**પેઢીને કેમ રજીસ્ટર કરવી?:** રૂા. ૨૦ ના સ્ટેંમ્પ ઉપર ભાગીદારીનું લખાણ કરી તે ઇન્કમટેક્ષ ઓફિસરને મોકલવું તથા ઇન્કમટેક્ષ ખાતા તરફથી નક્કી કરેલું ફોર્મ પણ ભરી મોકલવું. આ બન્ને મળ્યા પછી ઇન્કમટેક્ષ ઓફિસરને યોગ્ય લાગે તો પેઢીને રજીસ્ટર કરશે. મોડામાં મોડું આકારણી થતાં પહેલાં ભાગીદારનું લખાણ તથા અરજીનું ફોર્મ ભરી મોકલવાં જોઇએ.

**થએલ આકારણી રદ કરવા માટે:** કોઇ શખ્સ, પેઢી કે કંપનીની આકારણી જો કલમ ૨૩ (૪) મુજબ એકતરફી થઇ હોય, તો તે રદ કરવા માટે જે દિવસે ડિમાન્ડ નોટિસ મળી હોય, તે દિવસથી ૩૦ દિવસની અંદર ઇન્કમટેક્ષ ઓફિસરને કલમ ૨૭ મુજબ અરજી કરવી: અને અમુક અડચણને લીધે ફોર્મ ભરી શકાયું નથી, અથવા નક્કી કરેલા દિવસે ચોપડા બતાવવા હાજર રહી શકાયું નથી, એમ ઇન્કમટેક્ષ ઓફિસરને સંતોષપૂર્વક ખાતરી કરી આપવાથી તે આકારણી રદ કરી ફરીથી બધું તપાસીને નવી આકારણી કરી શકે છે.

**બંધ થએલા ધંધાની આકારણી:** કોઇ ધંધો કે જેની ઉપર સને ૧૯૧૮ના કાયદા મુજબ કર આપવામાં આવ્યો ન હોય, અને તે ધંધો જે વરસમાં બંધ કરવામાં આવે, તે વરસની આવક ઉપર જે દર લાગુ પડતો હોય તે દરે આકારણી કરવામાં આવશે.

કોઇ વ્યક્તિ ધંધો બંધ કરે તો તેણે બંધ કર્યાની તારીખથી પંદર દિવસની અંદર ઇન્કમટેક્ષ ઓફિસરને તે બાબત લેખિત ખબર આપવી જોઇએ. અને જો તેમ કરવામાં કોઇ કસૂર કરશે તો તેની પાસેથી બંધ કર્યાની તારીખ સુધીની આવક ઉપર જે કર થશે, તેટલો જ બીજો દંડ લેવામાં આવશે. માટે દરેક વ્યક્તિએ જ્યારે ધંધો બંધ કરે ત્યારે ખબર આપતાં ચૂકવું નહિ.

કોઇ ધંધો જેની ઉપર સને ૧૯૧૮ની સાલના કાયદા મુજબ કર ભર્યો હશે તો તે ધંધો બંધ કરતાં, પાછલા વર્ષનો છેલ્લો દિવસ, અને બંધ કર્યાના દિવસ દરમિયાન જે આવક થઇ હશે તેના ઉપર કર આપવો પડશે નહિ. એટલું જ નહિ પણ આ સમય દરમિયાનની આવક તેના પાછલા વર્ષ તરીકેની આવક ગણીને પાછલા વર્ષમાં જો કર વધુ આપ્યો હશે તો તે કર રીફન્ડ તરીકે પાછો મળશે.

નવો કાયદો સન ૧૯૩૯ની શરૂઆત થતાં, જે ધંધો કે જેના ઉપર સન ૧૯૧૮ના કાયદા મુજબ કર આકારવામાં આવ્યો હશે અને એવા ધંધામાં માલિકીનો ફેરફાર થયો હશે (ફકત બંધારણનો ફેરફાર નહિ) તો તે પહેલાંના માલિકને પાછલા વર્ષના છેવટથી લઇને આવો ફેરફાર થયો હોય (માલિકીમાં) ત્યાંસુધીની આવક ઉપર કર આપવો પડશે નહિ. અને આવા શખ્સને જો પાછલા વર્ષની મુદત દરમિયાન જે આવક થઇ હશે તે આ મુદતની આવક ગણીને તેની ઉપર આકારણી કરવામાં આવશે. અને જો કર વધુ અપાયો હશે તો તેનો તફાવત રીફન્ડ તરીકે પાછો મળશે. પણ આવો દાવો ધંધાની માલિકીમાં ફેરફાર થયા બાદ તથા ધંધો બંધ કર્યાની તારીખથી એક વર્ષની અંદર કરવો જોઇએ. નહિ તો તે દાવાની મુદત રદ થઇ ગણાશે.

બંધ થએલા ધંધા ઉપર કરની આકારણી કરવા માટે ઇન્કમટેક્ષ ઓફિસર, પેઢીના તે વખતના ભાગીદારો અથવા કંપની હોય તો કંપનીના મુખ્ય ઓફિસર પર નોટિસ મોકલી જે પુરાવા મંગાવે તે પુરાવા હાજર કરવા માટે પેઢીના ભાગીદારો તથા કંપનીના મુખ્ય ઓફિસર બંધાએલા છે.

**વિભકત હિન્દુ કુટુંબની આવક પર આકારણી:** કરની આકારણી (કલમ ૨૩ મુજબ) કરતી વખતે અવિભકત સંયુકત કુટુંબનાં કોઇ સભ્ય (જેના ઉપર સંયુકત કુટુંબ તરીકે કરની આકારણી થતી હોય તે) અથવા એના વતી કોઇ એમ દાવો નોંધાવે કે સંયુકત કુટુંબની વહેંચણી થઇ ગઇ છે તો ઇન્કમટેક્ષ ઓફિસર એ બાબતમાં એને યોગ્ય લાગે તેવી તપાસ કરશે. અને પછી સંતોષકારક ખાતરી થતાં, તે સંયુકત કુટુંબના બધા સભ્યો ઉપર એ બાબતની નોટિસ મોકલશે અને પછી કુટુંબની વહેંચણી થઇ છે એવા હુકમની નોંધ કરશે. આ રીતે કુટુંબની વહેંચણીના હુકમની નોંધ ન થઇ હોય અને કોઇ-પણ સંયુકત કુટુંબની વહેંચણી થઇ હશે છતાં પણ તેને અવિભકત સંયુકત કુટુંબ ગણવામાં આવશે અને તેની કુલ આવકને લાગુ પડતા દરે કર આકારવામાં આવશે. માટે દરેક વ્યકિતએ વહેંચણી થાય કે તરત ઇન્કમટેક્ષ ઓફિસમાં નોંધાવવા ચૂકવું નહિ.

હિન્દુ સંયુકત કુટુંબની વહેંચણી થઇ છે એવો હુકમ કર્યો હશે અથવા સંયુકત હિન્દુ કુટુંબ જેનું સંચાલન કરતું હોય એવો કોઇ ધંધો (ચાલુ) કોઇ શખ્સ લે તો એ કુટુંબનો ધંધો લીધો તે દિવસે અથવા તે પછી તે કુટુંબની વહેંચણી થઇ હશે તો ઇન્કમટેક્ષ ઓફિસર સંયુકત કુટુંબને મળેલી આવકઉપર તેની કુલ આવક ઉપર લાગુ પડતા દરે કરની આકારણી કરશે (જાણે સંયુકત કુટુંબની વહેંચણી થઇ જ નથી એમ).

અને સંયુક્ત હિન્દુ કુટુંબના દરેક સભ્યની પોતાની આવક ઉપરાંત તેના ભાગની સંયુક્ત કુટુંબની આવક ઉપર સંયુક્ત કુટુંબને લાગુ પડતા દરે કર લેવામાં આવશે. સંયુક્ત કુટુંબના કોઇપણ સભ્ય પાસેથી અથવા બધા સભ્યો પાસેથી સંયુક્ત કુટુંબની કુલ આવક ઉપરનો કર વસુલ કરવામાં આવશે.

**મરણ પામેલા શખ્સની આવક ઉપર કરની આકારણી:** પહેલાં, કરની આકારણી થતાં પહેલાં મરણ પામેલા શખ્સની આવક ઉપર તેના વારસદારો અથવા પ્રતિનિધિ પાસેથી કર લેવામાં આવતો ન હતો. પણ સન ૧૯૩૩ની સાલથી કોઇપણ શખ્સ ફોર્મ મળતાં પહેલાં કે પછી મરણ પામે તો તેની આવક ઉપર તેના વારસદારો અથવા તેની મિલકતના વ્યવસ્થાપકો પાસેથી તેની આવકને લાગુ પડતા દરે કર વસુલ કરવામાં આવશે. વારસદારો તથા વ્યવસ્થાપકો મિલકતમાંથી જ કર આપવા બંધાયલા છે; મિલકત કરતાં વધુ નહિ. જેમકે કોઇ વારસદારને રૂ. ૩૦૦ની જ મિલકત મળી હોય અને કર રૂ. ૫૦૦ વસુલ કરવાના હોય તો વારસદાર ફક્ત રૂ. ૩૦૦ આપવાને બંધાએલો છે.

**રજીસ્ટર્ડ ભાગીદારીના કરની આકારણી:** રજીસ્ટર થયેલા પેઢીના ભાગીદારોની તેમને ભાગે આવતી આવક ઉપર તથા તેમની બીજી કોઇ આવક હોય તો તે બધી કુલ મળી તેના ઉપર લાગુ પડતા દરે કર આકારવામાં આવશે. કોઇ ભાગીદાર બ્રિટિશ હિંદની બહારનો રહેવાશી હશે તો તેના ભાગની આવકનો કર તેની દુનિયાની સઘળી આવક ઉપર લાગુ પડતા દરે જે કર થાય તે પેઢી પાસેથી વસુલ કરવામાં આવશે.

કોઇ ભાગીદારને રજીસ્ટર્ડ પેઢીમાંથી નુકસાનીનો ભાગ આવશે, તો તે તેની બીજી આવકમાંથી મજરે મળશે. અને એમ કરવા છતાં પણ નુકસાની બાકી રહે તો તે પછીના વર્ષોની આવકમાંથી બાદ આપવામાં આવશે.

રજીસ્ટર્ડ (Unregistered) નહિ કરાવેલી પેઢીની બાબતમાં ઇન્કમટેક્ષ ઓફિસરને એમ જણાય કે પેઢીની કુલ આવક ઉપર પેઢી રજીસ્ટર કરાવતાં ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષ વધુ થાય છે, તો તે પોતાની મુન્સફીથી પેઢીને રજીસ્ટર કરી, દરેક જુદા જુદા ભાગીદાર ઉપર કરની આકારણી લાગુ પડતા દરે કરશે.

**બ્રિટિશ હિંદ છોડીને જતા શખ્સની આવક ઉપર આકારણી:** કોઇપણ શખ્સ ચાલુ હિસાબી વર્ષ દરમિયાન અથવા હિસાબી વર્ષ પૂરૂં થયા પછી તુરત જ બ્રિટિશ હિંદ છોડી જવાનો હોય અને ટૂંક સમયમાં પાછો ફરવાનો નથી, એમ ઇન્કમટેક્ષ ઓફિસરને જણાય તો તેના ઉપર તે નોટિસ મોકલી સાત દિવસની અંદર ગયું વર્ષ પૂરૂં થયું ત્યારથી તે તેના બ્રિટિશ હિંદ છોડી જવાના દિવસ સુધીની આવકનું ફોર્મ ભરી મોકલવા ફરજ પાડી શકે છેઃ અને આ સમય દરમિયાન થયેલી આવક ઉપરથી આખા વર્ષની કુલ આવક કેટલી થઇ હોત તે ગણવામાં આવે છે. અને તે પ્રમાણે કુલ આવક ઉપર કર વસૂલ કરવામાં આવશે.

ઉપર પ્રમાણે એક વાર આકારણી થાય, અને પાછળથી એમ જણાય કે આવક વધુ છે, અથવા ઓછા દરે આકારણી કરી છે, તો તે વર્ષ માટે ઇન્કમટેક્ષ ઓફિસર ફરીથી આકારણી કરી શકશે નહિ.

# પ્રકરણ આઠમું

## ધંધાની નુકસાની

જૂના કાયદા પ્રમાણે જે વર્ષે આવક થઈ તે વર્ષના દર મુજબ કરની આકારણી થતી હતી, તેવી જ રીતે જો કોઇ વર્ષે નુકસાની થઈ હોય તો જે વર્ષે નુકસાની થઈ હોય તે જ વર્ષનો કર માફ થતો, અને આથી કેટલીક વખત વિચિત્ર પરિસ્થિતિ ઊભી થતી. જેમકે કોઈ વેપારીને એક વર્ષે રૂા. ૧૫૦૦૦ ની નુકસાની આવે અને ત્યાર પછીના બીજા વર્ષમાં રૂ. ૧૦૦૦૦ નો નફો થાય તો એ વ્યાપારીને પહેલા વર્ષે કર માફ થતો અને બીજા વર્ષે રૂ. ૧૦૦૦૦ ની આવક ઉપર લાગુ પડતા દરે કર ભરવો પડતો. આ રીતે કર લેવાતો એ પ્રજાની દૃષ્ટિએ ઘણું અન્યાય ભરેલું લાગતું. કારણ કે બે વર્ષની કુલ એકંદર આવક ગણતાં વ્યાપારીને રૂ. ૫૦૦૦ની ખોટ રહેવા છતાં પણ તેને કર આપવો પડતો હતો એટલે નવા કાયદામાં આવી પરિસ્થિતિનો અંત લાવવામાં આવ્યો છે.

કોઈ વ્યાપારી અથવા પેઢીને જુદા જુદા ધંધામાંથી થએલી આવક ઉપર કરની આકારણી કરતી વખતે એક ધંધામાં થએલું નુકસાન બીજા ધંધાની આવકમાંથી તે જ વર્ષે બાદ આપી શકાશે.

અને આ રીતે ગણતાં એકંદરે જે આવક કરને પાત્ર બાકી રહેશે તેના ઉપર કરની આકારણી કરવામાં આવશે. પણ એકંદરે નફો થવાને બદલે નુકસાન હશે તો, તે નવા કાયદા અનુસાર પછીના વર્ષ માટે બાકી ખેંચવામાં આવશે, અને આવી બાકી ખેંચેલી નુકસાની જે ધંધા, અથવા ઉદ્યોગમાંથી થઈ હશે તે જ ધંધા અથવા ઉદ્યોગ-માંથી બીજા વર્ષે થયેલા નફામાંથી બાદ મળશે, અને બીજા વર્ષે તે જ ધંધા અથવા ઉદ્યોગમાં નફો થવાને બદલે નુકસાન થયું હશે તો તે પહેલા વર્ષની નુકસાનીમાં ઉમેરી દેવામાં આવશે અને કુલ નુકસાનીની રકમ ત્રીજા વર્ષમાં બાકી ખેંચવામાં આવશે. આવી રીતે પ્રથમ વર્ષની નુકસાની તેમાં બીજા વર્ષોની નુકસાની ઉમેરીને અથવા બીજા વર્ષનો નફો બાદ કરીને ૭ વર્ષ સુધી બાકી ખેંચવાનો અધિકાર રહેશે. ૭ વર્ષ સુધી સતત નુકસાની આવતાં પ્રથમ વર્ષની નુકસાની બાદ કરી બાકીની નુકસાની સાતમા વર્ષમાં ગણવામાં આવશે. એટલે નુકસાનીની રકમ એકંદરે ૭ વર્ષ સુધી બાકી ખેંચાશે તથા નફામાંથી બાદ મળશે.

આ કાયદાને અમલમાં આવ્યા પછી અનુક્રમે એક, બે, ત્રણ એમ ૭ વર્ષ થશે પછી ૭ વર્ષની નુકસાની બાદ મળશે. એટલે ૩૧મી માર્ચ ૧૯૪૦ પૂરા થતા વર્ષે એક વર્ષની, ૩૧મી માર્ચ ૧૯૪૧ પૂરા થતા વર્ષે બે વર્ષની, ૩૧મી માર્ચ ૧૯૪૨ પૂરા થતા વર્ષે ત્રણ વર્ષની એમ અનુક્રમે ૭ વર્ષ થશે ત્યાર પછી ૭ વર્ષની નુકસાની બાદ મળશે.

રજીસ્ટર ન કરાવી હોય તેવી પેઢીની નુકસાની તેના ભાગીદારોની બીજી આવકમાંથી બાદ આપવામાં આવશે નહિ. પણ ફક્ત પેઢીની પછીના વર્ષોની આવકમાંથી બાદ આવવામાં આવશે.

રજીસ્ટર્ડ પેઢીને ધંધામાં થએલી નુકશાની પેઢીની આવકમાંથી નાહ પણ ભાગીદારોની બીજી આવકમાંથી બાદ આપવામાં આવશે. પણ જો પેઢીના બંધારણમાં અથવા ભાગીદારોમાં ફેરફાર થયો હશે તો તે પેઢીની નુકસાની જે ભાગીદારોને ભોગવવી પડી હશે તેમને જ મજરે મળશે. જો તે ભાગીદાર હયાત નહિ હશે તો તેના વારસદારોને તે નુકસાની મજરે મળશે.

# પ્રકરણ નવમું

## પાછલા વર્ષોની કરની આકારણી

જૂના કાયદાઅનુસાર કોઇ કારણથી કોઈ આવકની આકારણી થવા રહી ગઇ હોય, અથવા ઓછા દરે આકારણી થઈ હોય, તો તે વર્ષ પૂરૂં થયા પછી એક વર્ષની અંદર નોટિસ મોકલી એવી રહી ગયેલી આવક, અથવા ઓછા દરે આકારાયેલી આવક ઉપર યોગ્ય અને લાગુ પડતા દરે ફરીથી આકારણી કરી શકે છે; જેથી એક વર્ષ પછી જૂની આવકના સબંધમાં ઇન્કમટેક્ષ ખાતા તરફથી કનડગત થવાની ચિંતા રહેતી નહિ, પણ નવા કાયદા પ્રમાણે જો ઈન્કમટેક્ષ ઓફિસરને યોગ્ય પુરાવાના આધારે ખાતરીપૂર્વક જણાય કે કોઈ આવકની આકારણી કરવી રહી ગઈ છે, અથવા ઓછા દરે આકારણી થયેલી છે તો ઈન્કમટેક્ષ ઓફિસર એ વર્ષ પૂરૂં થયા પછી ચાર વર્ષની અંદર નોટિસ મોકલીને ફરીથી લાગુ પડતા દરે આકારણી કરી શકે છે. પણ ઈન્કમટેક્ષ ઓફિસરને એમ માનવાને કારણ મળે કે કોઈ શખ્સે પોતાની આવક છુપાવી છે અથવા ઈરાદાપૂર્વક ખોટી આવક બતાવી છે તો આવા

કેસોમાં તે વર્ષ પૂરૂં થયા પછી આઠ વર્ષની અંદર નોટિસ મોકલી તે વર્ષના લાગુ પડતા દરે કરની આકારણી ફરીથી કરી શકે છે.

કોઇ શખ્સ બ્રિટિશ હિંદની બહારના માણસ માટે એજન્ટ તરીકે જવાબદાર હશે તો તેની બાબતમાં આઠ વર્ષને બદલે ફક્ત એક વર્ષ સુધીની (કલમ ૩૪ મુજબ) જોખમદારી રહેશે.

**કાયદાના નિયમો બરાબર ન પાળવા બદલ થતી સજાઓ:** કોઈ શખ્સ કલમ ૨૨ (૧), ૨૨ (૨), અથવા કલમ ૩૪ પ્રમાણે વખતસર ફોર્મ ભરી મોકલે નહિ અથવા નક્કી કરેલા દિવસે જરૂરી પુરાવા લઈને હાજર થશે નહિ, અથવા ઈરાદાપૂર્વક ઓછી આવક બતાવશે, અથવા પેઢીની આવકની વહેંચણી ભાગીદારોના નક્કી થયેલા ભાગ મુજબ કરશે નહિ તો તે ગુનેગાર ગણાશે અને તે ગુના બદલ ઈન્કમટેક્ષ તથા સુપરટેક્ષની જે રકમ થતી હશે તેનાથી દોઢ ગણી રકમ દંડ તરીકે લેવામાં આવશે.

કોઈ શખ્સ જેને ફોર્મ મોકલવામાં આવ્યું હશે અને તેની આવક કરને પાત્ર નહિ હશે (રૂ. ૨૦૦૦ કરતાં ઓછી આવક હશે) છતાં પણ ફોર્મ ન ભરી મોકલવા બદલ વધુમાં વધુ રૂ. ૨૫ નો દંડ કરવામાં આવશે.

કોઈ શખ્સ કે જેનો દંડ કરવાનો હશે, તેને પોતાનો કેસ રજુ કરવાની પૂરેપૂરી તક આપવામાં આવ્યા પછી ઈન્સપેકટિંગ આસિસ્ટન્ટ કમિશ્નરની પરવાનગી લઇને ઈન્કમટેક્ષ ઓફિસર દંડની આકારણી કરશે. પણ જે ગુના માટે દંડ કરવામાં આવશે તે જ ગુના માટે ફરીથી કેસ કરી શકાશે નહિ.

કોઈ પણ શખ્સ ફોર્મ ભરવાની બાબતમાં, ડિવિડન્ડનું વ્યાજ, પગાર, ભાગીદારી તથા અપીલ વગેરેની કોઈ બાબતમાં કોઈ ખોટું નિવેદન કરશે કે જે પોતે એ ખોટું છે એમ જાણે છે, અથવા માને છે, અથવા તે સાચું નથી એમ માને છે, તો તે શખ્સને મેજીસ્ટ્રેટ પાસે અપરાધ સાબિત થતાં ૭ માસની સાદી કેદની સજા અથવા રૂ. ૧૦૦૦ દંડ અથવા બન્ને પ્રકારની સાથે સજા કરવામાં આવશે.

ઇન્સપેકટિંગ આસિસ્ટન્ટ કમિસ્નર ઉપર મુજબ કેસ કરતાં પહેલાં કે ચાલુ કેસે ખાનગી પતાવટ કરી શકે છે.

# પ્રકરણ દશમું

## અમુક વર્ગના વહાણવટીઓને લાગુ પડતો કાયદો

કોઈ પણ શખ્સ જે બ્રિટિશ હિંદની બહાર રહેતો હોય, અને બ્રિટિશ હિંદમાં વહાણવટાનો ધંધો કરતો હોય (પછી તે પોતે વહાણનો માલિક હોય, અથવા વહાણ ભાડે લીધેલું હોય) અને તેનો બ્રિટિશ હિંદમાં કોઈ એજન્ટ કર આપવા માટે જવાબદાર ન હોય, તો નીચેના નિયમો પ્રમાણે તેની પાસેથી કર લેવામાં આવશે:

(૧) બ્રિટિશ હિંદના કોઈપણ બંદરેથી વહાણ ઊપડતાં પહેલાં તે બંદરે આવ્યું ત્યારથી તે ઊપડતાં સુધીમાં તે બંદરેથી માલ, જીવતાં પ્રાણી, અથવા મુસાફરો લઈ જવા માટે ભાડું મળ્યું હોય, મળવાનું હોય, અથવા તેના તરફથી કોઇ માણસે લીધું હોય, તે બધાના હિસાબનું પત્રક ભરીને ઈન્કમટેક્ષ ઓફિસરને આપવું પડશે.

ઉપર પ્રમાણે હિસાબનુ ફોર્મ મળ્યા પછી ઈન્કમટેક્ષ ઓફિસર તેની આવક નક્કી કરશે, અને તેમ કરવા માટે કોઇ પણ હિસાબ કે તેને લગતાં કાગળિયાં મંગાવશે, અને

આ પ્રમાણે કુલ આવક નક્કી કર્યા પછીથી તેનો વીસમો ભાગ (તે બંદરેથી ચઢાવેલા માલ, જીવતાં પ્રાણીઓ, તથા મુસાફરો લઇ જવા માટે થયેલો) નફો ગણાશે.

ઉપર પ્રમાણે નફો નક્કી કર્યા પછી તેના ઉપર કંપનીની કુલ આવકને લાગુ પડતા દરે કર લેવામાં આવશે. અને આ કરની રકમ વહાણના માલિકે આપવી પડશે, અને એ પ્રમાણે નહિ આપે તો કસ્ટમ કલેક્ટર, અથવા બીજા કોઈ સત્તાધારી ઓફિસર, કર આપ્યો છે એવી ખાતરી ન થાય ત્યાં સુધી માલ ઊતરવા દેશે નહિ (પોર્ટ ક્લીઅરન્સ આપવામાં આવશે નહિ).

(૨) આ પ્રમાણે કર આપવા છતાં પણ જો વહાણનો માલિક પાછલા આખા વર્ષનો આવકજાવકનો હિસાબ રજુ કરે તો તે પ્રમાણે જે કરની રકમ થશે તે રકમ કર તરીકે લેવામાં આવશે; અને ઉપર પ્રમાણે ભરેલી રકમ એડવાન્સ તરીકે ગણવામાં આવશે. આવી રીતે આખા વર્ષની આવક ઉપર કર ગણતાં કરની રકમ ભરેલી રકમ કરતાં ઓછી થશે તો વધારાની રકમ પાછી મળશે, અથવા વધુ થશે, તો વધારાની રકમ વસુલ કરવામાં આવશે.

# પ્રકરણ અગિયારમું

## કર નહિ ભરવા બદલ દંડ

કરની આકારણી થયા પછી ડિમાન્ડ નોટિસ મળેથી, તેમાં જણાવેલી જગ્યાએ કર ભરવો પડશે. અને તેમ નહિ કરે તો તે ગુનેગાર ગણાશે. પણ કોઈ શખ્સે અપીલ નોંધાવી હશે, તો તેને કર ન ભરવા બદલ ગુનેગાર ગણવો કે નહિ તે ઈન્કમટેક્ષ ઓફિસરની મરજીની વાત છે.

કર ન ભરવા બદલ વધુમાં વધુ કરના જેટલી જ રકમ સુધીનો દંડ કરી શકશે. અને કર તથા દંડ વસૂલ કરવા માટે ઈન્કમટેક્ષ ઓફિસર પોતાની સહીથી એક સર્ટિફિકેટ કલેકટર ઉપર મોકલશે અને કલેકટરને બાકી રહેલી જમીન મહેસૂલ જે રીતે વસૂલ કરવાનો અધિકાર છે તે રીતે કર તથા દંડની રકમ ૧૯૦૮ ના દીવાની કાયદા અનુસાર જપ્તી કરી વસૂલ કરશે.

ઇન્કમટેક્સ ઓફિસર પણ તે કર તથા દંડની રકમ મ્યુનિસિપલ કર જે રીતે વસૂલ કરવામાં આવે છે તે રીતે વસૂલ કરી શકશે.

જો કર ભરનાર વ્યક્તિને પગાર મળતો હશે તો કરની રકમ પગારમાંથી કાપી, મોકલવા માટે પગાર આપનારને ઈન્કમટેક્ષ ઓફિસર હુકમ કરી શકશે.

કર તથા દંડની રકમ વસૂલ કરવા માટે ડિમાન્ડ નોટિસ મોકલી તે વર્ષ પૂરું થયા પછીથી બીજા એક વર્ષની અંદર કંઈ પણ પગલાં ભરવામાં આવશે નહિ તો તે પછીથી કાંઈ થઇ શકશે નહિ.

કોઈ શખ્સની હિંદની બહાર થએલી આવક ઉપર કર આકારવામાં આવ્યો હોય, અને ત્યાંના કાયદા પ્રમાણે તે હિંદમાં લાવવા માટે પ્રતિબંધ મૂકયો હશે અથવા મનાઈ કરી હશે તો જે આવક ઉપર આ પ્રમાણે પ્રતિબંધ મુકાયો હશે તેના ભાગનો કર ન ભરવા માટે તે ગુનેગાર ગણાશે નહિ, પણ આવી મનાઇ બંધ થયા પછી કર ન ભરે તો તે ગુનેગાર ગણાશે.

# પ્રકરણ બારમું

## ડિવિડન્ડ

પ્રથમ જૂના કાયદા પ્રમાણે ભેગા કરેલા નફામાંથી કંપની તરફથી બોનસ શેર આપવામાં આવતા અને આવા શેર મિલકત (Capital) ગણાતા; આવક (Income) તરીકે ગણાતા નહિ એટલે એ રીતે કરની જવાબદારીમાંથી છટકી જવાતું. પણ હવે નવા કાયદા પ્રમાણે તેમાં ફેરફાર કરવામાં આવ્યો છે, અને કંપની તરફથી નીચે પ્રમાણેની કોઇ પણ વહેંચણી ડિવિડન્ડ કહેવાશે અને આવક તરીકે ગણાશે.

(૧) ભેગા થએલા નફાની વહેંચણી (બોનસ શેર તથા બોનસ ડિવિડન્ડ),

(૨) ભેગા થએલા નફાની કિંમત જેટલી જ કિંમતના ડિબેન્ચર, અથવા ડિબેન્ચર સ્ટોકની વહેંચણી,

(૩) કંપની ફડચામાં જતાં (લિક્વીડેશનમાં જતાં) ભેગા થએલા નફાની વહેંચણી (આવો નફો કંપની બંધ થવાનાં આગલાં ૭ વર્ષની અંદર થએલો હોવો જોઇએ),

(૪) કોઇપણ કંપની પોતાની મૂડી ઘટાડવા ભેગા થએલા નફા જેટલી જ વહેંચણી કરે તો તે, પણ આવો નફો સને ૧૯૩૩ના ૧લી એપ્રીલ પછી થયેલો હોવો જોઇએ.

કંપની નફો, આવક તરીકે અથવા મૂડી (Capital) તરીકે રાખી નફાની વહેંચણી કરે નહિ, અને એ રીતે કરમાંથી બચવાનો પ્રયત્ન કરે તો એવા પ્રયત્ન સામે પણ કાયદામાં પ્રતિબંધ મૂકેલો છે. કેટલીક કંપનીઓ જે ઓછો નફો કરતી હોય, એ ધંધો ચાલુ રાખવા માટે નફો વહેંચી શકતી નથી, અને જે કંપની સારો નફો કરતી હોય, તે કંપનીનો વ્યાપાર વધુ બહોળો કરવા નફો આપી શકતી નથી એવાં બહાનાં કાઢીને નફાનું ડિવિડન્ડ પૂરેપૂરું આપતા નહિ અને એ રીતે કરમાંથી બચી જતા; એટલે આવા વલણ સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે.

કોઇ કંપની નફાના ૬૦ ટકાથી ઓછી રકમના ડિવિડન્ડની વહેંચણી કરે અને બાકીનો નફો અનામત રહેવા દે તો તે અનામત રાખેલો નફો ઇન્કમટેક્ષ ઑફિસર ઇન્સ્પેકટિંગ આસિસ્ટંટ કમિશ્નરની પરવાનગી મેળવીને જે કંપનીએ આ રીતે ઓછો નફો વહેંચ્યો હશે તેને જનરલ મિટિંગ મળ્યા પછી છ માસની અંદર નોટિસ આપીને અનામત નફો વહેંચાએલો ગણીને દરેક શેરહોલ્ડરને તેટલું વધુ ડિવિડન્ડ મળ્યું છે એમ ગણી લઇને તેમની કુલ આવકમાં ગણી લેવામાં આવશે.

આ કાયદો ફક્ત ખાનગી લિમિટેડ (Private Limited) કંપનીને જ લાગુ પડશે.

# પ્રકરણ તેરમું

## રીફન્ડ

જૂના કાયદા પ્રમાણે રીફન્ડ મેળવવાની મુદત ફકત એક જ વર્ષની હતી. જે નવો કાયદો અમલમાં આવ્યા પછી વધારીને ચાર વર્ષની કરવામાં આવી છે.

કોઇ શખ્સ, કંપની, સંયુકત હિંદુ કુટુંબ અથવા પેઢી પાસેથી તેની આવકને લાગુ પડતા યોગ્ય દર કરતાં વધુ દરે કર લેવામાં આવ્યો હશે તો એ બાબતની ઇન્કમટેક્ષ ઓફિસરને સંતોષપૂર્વક ખાતરી આપતાં વધારે આપેલા કર બદલ રીફન્ડ મળી શકશે.

ડિવિડન્ડ, ડિબેન્ચર, સરકારી લોન વગેરે જેના ઉપર કર કપાઇને આવ્યો હોય તો તેના ઉપર રીફન્ડ મેળવવા માટે જે રસીદો આવી હોય તે ફોર્મ સાથે મોકલવાથી વધારાનો ભરેલો કર પાછો આપવામાં આવશે. કંપનીએ પોતાની આવક ઉપર સુપરટેક્ષ ભર્યો હશે તો શેરહોલ્ડરને રીફન્ડ તરીકે પાછો મળશે નહિ.

તા. ૧-૪-૩૯ પહેલાં ભરેલા કર માટે રીફન્ડની અરજી જૂના કાયદા અનુસાર એક વર્ષની અંદર જ કરવી જોઇએ. ડિવિડન્ડ માટે

રીફન્ડની અરજી કરવાની મુદત કંપનીએ જે તારીખે ડિવિડન્ડ જનરલ મિટિંગમાં જાહેર કરે તે તારીખથી ચાર વર્ષની મુદત ગણવામાં આવશે. ઇન્કમટેક્ષ ઓફિસર રીફન્ડ આપવા ના પાડે અથવા ઓછું આપે તો જે દિવસે હુકમ મળે તે દિવસથી ૩૦ દિવસની અંદર એપેલેટ આસિસ્ટંટ કમિસ્નરને અપીલ કરી શકાશે.

**બેવડા કરમાંથી રાહત:** નવા કાયદા પ્રમાણે પરદેશમાં થતી આવક ઉપર કર લેવામાં આવે છે અને જે દેશમાં આવક થઇ હોય ત્યાં પણ ત્યાંના કાયદા અનુસાર કર લેવામાં આવે છે. એટલે આવા કેસમાં એક આવક ઉપર બે વખત કર ભરવો પડે છે. પણ આવા કેસોમાં ખાસ રાહત આપવામાં આવે છે.

કલમ ૪૯ મુજબ (Double Income Tax Relief) એટલે યુનાયટેડ કિન્ગડમ, બરમા, સીલોન, એડન તથા દેશી રાજ્યમાં થએલી આવક ઉપર ત્યાં લાગુ પડતા દરે કર ભર્યો હશે, તો તે આવક ઉપર બ્રિટિશ હિંદમાં ફરીથી કર લેતી વખતે ઉપરના ભરેલા કરની અડધો અડધ રકમ મજરે આપવામાં આવશે.

આવી જાતની વ્યવસ્થા સરકારે ઉપરના દેશો સાથે કરી છે પણ જે દેશ સાથે આવી વ્યવસ્થા ન કરી હોય તે દેશમાં થએલી આવક ઉપર તે દેશમાં આપેલા કરનો અર્ધો ભાગ અથવા હિંદમાં આપેલા કરનો અર્ધો ભાગ બેમાંથી જે ઓછો હશે તે મજરે આપવામાં આવશે.

કંપની કે જેની આવક ઉપર બ્રિટિશ હિંદમાં અથવા બીજે કર વસૂલ થયો હશે અને તેનું ડિવિડન્ડ જે શેરહોલ્ડરને મળશે તે શેરહોલ્ડર તેની પાસેથી કર વસૂલ થયો છે તેમ ગણીને તે રીફન્ડ મેળવી શકશે.

કંપની કે જેણે કલમ ૪૯ મુજબ ડબલ કરનું રીફન્ડ હિંદ અને બર્માના સને ૧૯૩૬ના કરાર મુજબ મેળવ્યું હશે તો તે રીફન્ડ તે કંપનીના શેરહોલ્ડરને તે વર્ષના અગાઉના વર્ષ એટલે કે જે વર્ષનું ડિવિડન્ડ મળ્યું હશે તે વર્ષના કરના દર મુજબ રીફન્ડ મળ્યું છે એમ ગણવામાં આવશે અને આ મુજબ ડબલ કરનું રીફન્ડ ગણતાં કોઇ શેરહોલ્ડરને વધુ રીફન્ડ ગયું હશે તો તેની ઉપર કલમ ૨૩ તથા ૩૪ મુજબ આકારણી કરી કર વસુલ કરવામાં આવશે, અથવા કલમ ૪૮ મુજબ રીફન્ડ આપવાનું હશે તો તેમાંથી કરની રકમ કાપીને રીફન્ડ આપવામાં આવશે.

કોઇ શખ્સના મરણ પામવાથી, નાદારીથી, ધંધો બંધ કરવાથી અથવા બીજા કોઇ કારણથી કલમ ૪૮ તથા કલમ ૪૯ મુજબ રીફન્ડ મેળવવાનું તથા માંગણી કરવાનું રહી ગયું હશે તો તેમના વતી તેમના ટ્રસ્ટી, વાલી, રીસીવર, મેનેજર અથવા એજન્ટ અરજ કરી રીફન્ડ મેળવી શકશે.

નવા કાયદાની શરૂઆત થતાં પહેલાં ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષના કર બાબતમાં રીફન્ડ મેળવવા માટે અરજી કરવાની હશે તો જે તારીખે કર ભર્યો હશે તે દિવસથી એક વર્ષની અંદર અથવા ઈન્કમટેક્ષ ફાયનેન્સીયલ વર્ષથી એક વર્ષની અંદર, અથવા બેમાંથી જે વધુ મુદત હશે તે મુદતની અંદર રીફંડ માટે અરજી કરી શકાશે.

# પ્રકરણ ચૌદમું

## અપીલ

નીચેની બાબતોમાં અપીલ કલમ ૩૦ મુજબ એપેલેટ આસિસ્ટંટ કમિશ્નરને થઈ શકે છે:

કરની આકારણીના વિરોધ માટે, આકારણી રદ કરી કેસ ફરીથી તપાસવા માટે, નુકસાનીની રકમના વાંધા માટે, પેઢી રજીસ્ટર કરવા માટે ના પાડી હોય તો તે માટે, અવિભકત સંયુક્ત હિંદુ કુટુંબની વહેંચણી મંજૂર ન કરવા માટે, દંડ કરવામાં આવ્યો હોય તો તેના માટે, તથા રીફંડ માટે અપીલ થઈ શકશે.

પણ જો કર સમયસર ન ભરવા બદલ દંડ થયો હશે તો તે કરની રકમ ભર્યા સિવાય અપીલ થઈ શકશે નહિ.

ઉપર જણાવેલી બાબતમાં અપીલ કરવાની હોય તો તે દરેકને લગતા હુકમ મળ્યા પછી ૩૦ દિવસની અંદર અપીલ કરવી જોઈએ. ત્રીસ દિવસની મુદત પૂરી થઈ ગયા છતાં પણ જો એપેલેટ આસિસ્ટંટ કમિશ્નરને સંતોષ થાય કે મુદત દરમિયાન અપીલ ન કરવાનાં પૂરતાં કારણો હતાં તો તે મુદત બહાર થયેલી અપીલ દાખલ કરી શકે છે.

અપીલ નક્કી કરેલા ફોર્મમાં કરવી જોઈએ.

**અપીલની સુનાવણી:** એપેલેટ આસિસ્ટંટ કમિશ્નર અપીલ સાંભળવા માટે તારીખ અને જગા નક્કી કરીને ખબર આપશે. અને તે પ્રમાણે અપીલ કરનારે હાજર રહેવું પડશે. અને જરૂર પડે તો સુનાવણી મુલતવી રાખી ઠરાવ પાડી શકે છે. એપેલેટ આસિસ્ટંટ કમિશ્નર અપીલનો ચુકાદો આપતાં પહેલાં જે કંઈ તપાસની જરૂર હોય તે તપાસ પોતે કરે છે, અને ઈન્કમટેક્ષ ઓફિસર પાસે પણ વધુ તપાસ કરાવી શકે છે.

અપીલ સાંભળતી વખતે જો અરજદાર અપીલમાં રજુ કર્યા ન હોય એવા બીજા વધુ મુદ્દાઓ રજુ કરે અને એપેલેટ આસિસ્ટંટ ઈન્કમટેક્ષ કમિશ્નરને સંતોષપૂર્વક ખાતરી થાય કે આ મુદ્દાઓ અપીલ-માં જાણી જોઇને છુપાવવામાં આવ્યા ન હતા અથવા ભૂલથી જ અપીલમાં રજુ કરવા રહી ગયા હતા તો તે નવા મુદ્દાઓ અપીલમાં રજુ કરવાની મંજૂરી આપશે.

અપીલ જો કરની આકારણી બાબતમાં હશે તો તેનો ચુકાદો આપતાં તે આકારણી કાયમ કરે, વધારે, અથવા આકારણી રદ કરી શકે છે. અને જો અપીલ પેઢીની બાબતમાં હોય તો ઈન્કમટેક્ષ ઓફિસરને ખબર આપીને દરેક ભાગીદારના કરની આકારણીમાં ચુકાદા પ્રમાણે સુધારોવધારો કરવાનું સૂચવશે અથવા આકારણી રદ કરી ઇન્કમટેક્ષ ઓફિસરને, એને યોગ્ય લાગે તેવી તપાસ કરી ફરીથી આકારણી કરવાનું સૂચવે છે.

જો અપીલ પેઢી રજીસ્ટર કરવાની ના પાડી તેના માટે હોય, અથવા ફરીથી આકારણી કરવાની બાબતમાં હોય (કલમ ૨૭) તો તે

હુકમ કાયમ રાખે છે, અથવા રદ કરી પેઢી રજીસ્ટર કરી શકે છે. અને તે મુજબ ફરીથી આકારણી કરવા માટે ઈન્કમટેક્ષ ઓફિસરને સૂચના કરી શકશે.

જો અપીલ સંયુક્ત હિંદુ કુટુંબની વહેંચણીના સંબંધમાં હશે તો તે હુકમ કાયમ અથવા રદ કરી શકે છે. અથવા ઈન્કમટેક્ષ ઓફિસરને તપાસ કરીને ફરીથી આકારણી કરવા માટે સૂચવી શકે છે. જો અપીલ દંડ સંબંધમાં હશે તો તે કાયમ અથવા રદ કરી શકે છે અથવા વધારોઘટાડો કરી શકે છે. અને જો નુકસાની માટે અપીલ કરી હોય તો તે કાયમ અથવા રદ કરી શકે છે અથવા જે નુકસાની નક્કી થઈ હોય તે આપવા જણાવે છે.

અપીલ સાંભળીને ચુકાદામાં દંડ તથા કરની રકમ વધારવાની હોય, તો અરજદારને પૂરે પૂરી રીતે સાંભળવાની તક આપીને તે પ્રમાણે કરી શકે છે. ઈન્કમટેક્ષ ઓફિસરના હુકમ વિરૂદ્ધની અપીલમાં ઈન્કમટેક્ષ ઓફિસરને પણ પોતાના તરફથી કેસ રજુ કરવાનો હક્ક છે. જૂના કાયદામાં આવો પ્રબંધ નહતો પણ આ કલમથી ઇન્કમટેક્ષ ઓફિસર પોતાના હુકમના વ્યાજબીપણા વિષે બચાવ રજુ કરી શકશે.

**કમિશનરને અપીલ:** એપેલેટ આસિસ્ટંટ કમિશ્નરના ચુકાદા સામે કલમ ૩૨ મુજબ નીચેની બાબતમાં કમિશ્નરને અપીલ થઈ શકશે.

આવક છુપાવવા બદલ કરેલા દંડની બાબતમાં તથા અપીલનો ચુકાદો આપતાં કર તથા દંડની રકમમાં વધારો કર્યો હોય તો તે બાબતમાં તથા કલમ ૪૪ ઈ. (૬), કલમ ૪૪ એફ (૫) ના દંડની બાબતમાં અપીલ હશે તો તે હુકમ મળેથી ત્રીસ દિવસની અંદર નક્કી

કરેલા ફોર્મમાં કમિશ્નરને અપીલ કરી શકાશે અને તેનો ચુકાદો કમિશ્નર અરજદારને પુરે પૂરી રીતે સાંભળ્યા પછી આપશે.

**રીવીઝન** (Rivision): કલમ ૩૩. આ કાયદા હેઠળના કોઈ પણ કેસને લગતાં કાગળો અથવા ફાઈલ કમિશ્નર તેના હાથ નીચેના અમલદાર પાસેથી મંગાવી શકે છે અને તે બાબતમાં તપાસ કરી શકે છે, અથવા તપાસ કરવાનો હુકમ કરી શકે છે, તથા આ કાયદા અનુસાર પોતાને યોગ્ય લાગે તેવા હુકમ કરી શકે છે. પણ જો આવો કોઈ હુકમ કર ભરનારને હાનિકર્તા હશે તો તેમ કરતાં પહેલાં તેને સાંભળવાની તક આપ્યા સિવાય તેમ કરી શકશે નહિ.

કરની આકારણી બાબતમાં વાંધો હોય તો કમિશ્નરને ફરીથી અપીલ કરી શકાતી નથી, પણ એપેલેટ આસિસ્ટંટ કમિશ્નરને અપીલ કર્યા પછી બધા વાંધાઓ જણાવી અરજ કરી શકાશે અને તે અરજનો ચુકાદો પોતાને યોગ્ય લાગે તેવી રીતે આપી શકશે.

**હાઇકોર્ટ રેફરન્સ:** કરની આકારણીની બાબતમાં તથા તેને લગતાં કોઈ પ્રોસીડિંગની બાબતમાં કાયદાની બારીકીનો સવાલ ઉપસ્થિત થશે તો કમિશ્નર પોતાની ઈચ્છાથી, અથવા હાથ નીચેના કોઈ અમલદાર તરફથી જણાવવામાં આવે તો તેના વતીથી તેને લગતા કાગળો તૈયાર કરી, પોતાના અભિપ્રાય સાથે હાઈકોર્ટને તે બાબતમાં લખી મોકલશે. (હાઈકોર્ટ ને રેફરન્સ કરશે).

કોઇ શખ્સ, એપેલેટ આસિસ્ટંટ કમિશ્નરના ચુકાદો મળ્યા પછી અથવા કમિશ્નરનો કરની રકમમાં વધારો કરતો હુકમ, અથવા હાનકારક (Prejudicial) ચુકાદો મળ્યા પછી કાયદાનો કોઈ સવાલ ઉપસ્થિત

થતો હોય, અને જે મુદ્દા માટે વાંધો હોય, તે મુદ્દા નક્કી કરીને ૬૦ દિવસની અંદર હાઈકોર્ટના રેફરન્સ માટે ઠરાવેલી રૂ. ૧૦૦ ફી સાથે કમિશ્નરને અરજ કરી શકશે. અને આવી અરજી મળ્યા પછી ૬૦ દિવસની અંદર કમિશ્નર તે કેસના કાગળો તૈયાર કરી, પોતાના અભિપ્રાય સાથે હાઈકોર્ટને મોકલી આપશે.

એપેલેટ આસિસ્ટંટ કમિશ્નરના ચુકાદા વિરૂદ્ધ કમિશ્નરને અરજ કરી હશે, અને કમિશ્નરે કલમ ૩૩ મુજબ તેની ફરીથી તપાસ કરી ચુકાદો આપ્યો હશે, અને તેમ છતાં તે ચુકાદામાં કાયદાનો સવાલ ઉપસ્થિત થતો હશે તો હાઈકોર્ટને રેફરન્સ કરી શકાશે નહિ. પણ કમિશ્નરે પોતાની જાતે કોઈપણ હુકમ કલમ ૩૩ મુજબ રિવાઈઝ કર્યો હશે અને તેમાં કાયદાનો સવાલ ઉપસ્થિત થતો હશે તો તે બાબતમાં હાઈકોર્ટને રેફરન્સ કરી શકાશે.

કોઈ શખ્સે હાઈકોર્ટને રેફરન્સ કરવા માટે કમિશ્નરને રૂ. ૧૦૦ની ફી સાથે અરજી કરી હશે, અને તેનો ચુકાદો કમિશ્નર આપે, અથવા અરજી મુદત બહાર છે એમ જણાવે અથવા પોતની સત્તાનુસાર તે કેસ હાઈકોર્ટ રેફરન્સ કરવા ઇન્કાર કરે તો તેનો ચુકાદો મળ્યા પછી ૩૦ દિવસની અંદર જો તે શખ્સ પોતાની અરજી પાછી ખેંચી લે તો રેફરન્સ માટે ભરેલી ફીના રૂ. ૧૦૦ પાછા મળશે.

કલમ ૬૬ (૨) મુજબ કમિશ્નરને અરજી કર્યા છતાં, કાયદાનો સવાલ ઉપસ્થિત થતો નથી એમ જણાવીને કેસ રેફરન્સ કરવાની ના પાડે તો તેવો હુકમ મળ્યા પછી ૬ માસની અંદર કલમ ૬૬ (૩) મુજબ અરજદાર પોતે તે બાબતની અરજી હાઈકોર્ટને કરી શકશે, અને

હાઇકોર્ટને કમિશ્નરનો ચુકાદો ભૂલ ભરેલો લાગશે તો તેને કેસ રીફર કરવાની ફરજ પાડશે. કલમ ૬૬ (૨) મુજબ હાઇકોર્ટને રેફરન્સ કરવા માટે કમિશ્નરને અરજ કરી હશે અને તે મુદત બહાર છે તેમ જણાવી રેફરન્સ કરવાની ના પાડે તો તે બાબતમાં કમિશ્નરનો હુકમ મળ્યા પછીથી બે માસની અંદર હાઇકોર્ટને અરજ કરી શકશે અને હાઇકોર્ટને કમિશ્નરનો હુકમ ભૂલ ભરેલો લાગશે તો તે કમિશ્નરને તે અરજ મુદતમાં છે એમ ગણવા જણાવશે.

કોઇ કેસમાં અમુક પ્રશ્નો પૂછ્યા હશે, અને તેને લગતું નિવેદન પૂરતું નહિ કર્યું હોય તો તે કેસ જે કમિશ્નરે મોકલાવ્યો હશે તેને સૂચવેલા સુધારાવધારા કરવા સારૂ પાછો મોકલી આપવામાં આવશે. હાઇકોર્ટ આવા કેસને સાંભળ્યા પછી જે કાયદાનો સવાલ ઉપસ્થિત કર્યો હશે તેના ઉપર પુરતા પુરાવા સાથે ચુકાદો આપશે અને ચુકાદાની નકલ કોર્ટના સહીસિક્કા તથા રજીસ્ટ્રારની સહી સાથે કમિશ્નરને મોકલશે, અથવા કમિશ્નરના હાથ નીચેના કોઇ અમલદારે રેફરન્સ કર્યો હશે તો તેને મોકલશે.

કેસ જો કોઇ શખ્સની ફરમાસથી હાઇકોર્ટને રેફરન્સ માટે મોકલાવ્યો હશે તો તેને લગતા ખરચ વિષે પણ હાઇકોર્ટ નક્કી કરશે તે પ્રમાણે આપવાનો રહેશે.

કેસ રેફરન્સ માટે હાઇકાર્ટમાં ગયો હશે તો પણ કરની રકમ આકારણી મુજબ ભરી દેવી જોઇશે. રેફરન્સ કરેલા કેસમાં કરની આકારણી ઓછી કરવામાં આવશે તો વધારાની રકમ પાછી આપવામાં આવશે. પણ જો કમિશ્નર ત્રીસ દિવસની અંદર જણાવે કે પ્રીવી-કાઉન્સીલમાં જવા માટે રજા મેળવવાની છે તો તેનો ચુકાદો આવતાં

સુધી વધારાની રકમ પાછી ન આપવી એમ જણાવી શકે છે અને પ્રીવી કાઉન્સીલનો ચુકાદો જો કર ભરનારના લાભમાં આવશે તો વધારાની રકમ વ્યાજ સાથે પાછી આપવામાં આવશે.

**રેફરન્સ કરેલો કેસ કોણ સાંભળી શકે?:** રેફરન્સ માટે મોકલવામાં આવેલો કેસ એથી ઓછા નહિ એવા હાઈકોર્ટના ન્યાયાધીશોની બનેલી બેન્ચ સાંભળશે.

**એપેલેટ ટ્રીબ્યુનલ:** ઇન્કમટેક્ષ ઓફિસરના હુકમ વિરૂધ્ધ આસિસ્ટંટ કમિશ્નરને અપીલ કરવામાં આવે છે અને ઇન્કમટેક્ષ ઓફિસર આંટીઘૂંટીના સવાલમાં કમિશ્નરની સલાહ લે અને તેની સૂચના અનુસાર કામ કરે, અને પછી એ જ સવાલ માટે કમિશ્નરને અપીલ કરવામાં આવે; આવા કેસમાં કમિશ્નરની સ્થિતિ કફોડી થતી, કારણ કે એને પોતાની સૂચના અનુસાર થએલા હુકમ સામે પોતાને જ અપીલ સાંભળવી પડતી એટલે ચુકાદો આપવામાં ગૂંચવણ ઊભી થતી અને પોતાના હુકમ સામે પોતે જ અપીલ સાંભળવી એ ન્યાયના સિધ્ધાંતથી પણ વિરૂધ્ધ છે અને એક જ માણસ વહીવટીય ખાતાના ઉપરી તરીકે તથા ન્યાયાધીશ તરીકેના બન્ને કામ સાથે કરી શકે નહિ એટલે આ જાતની પરિસ્થિતિનો નવા કાયદામાં અંત લાવવામાં આવ્યો છે.

નવો કાયદો અમલમાં આવ્યા પછી બે વર્ષ પછી વડી સરકાર "એપેલેટ ટ્રીબ્યુનલ" નીમશે. જે ઇન્કમટેક્ષ ખાતાથી સ્વતંત્ર હશે. એપેલેટ ટ્રીબ્યુનલ વધુમાં વધુ દશ સભ્યોનું બનેલું હશે. જેમાંના અડધો અડધ ન્યાય ખાતાના સભ્યો હશે, અને બાકીના અડધા હિસાબી ખાતાના સભ્યો (એકાઉન્ટન્ટ) હશે.

ટ્રીબ્યુનલને બબ્બે સભ્યોની બેન્ચમાં વહેંચી નાખવામાં આવશે. જેમાંનો એક ન્યાયખાતાનો સભ્ય હશે, અને બીજો હિસાબી ખાતાનો સભ્ય હશે, અને આવી બબ્બે સભ્યોની બેન્ચ હિંદના જુદા જુદા ભાગમાંની અપીલ સાંભળશે. કેટલાક અગત્યના કેસમાં બે કરતાં વધુ સભ્યોની બેન્ચ નીમવામાં આવશે.

ન્યાયખાતાનો સભ્ય ઓછામાં ઓછી ડિસ્ટ્રીકટ જજ થવાની લાયકાત ધરાવતા હોવો જોઇએ. અને હિસાબી ખાતાનો સભ્ય રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ હોવો જોઇએ. પણ હિસાબી ખાતાનો કોઇ સભ્ય રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ ન હોય અને અનુભવી તથા બાહોશ હોય તો તેને સરકાર ટ્રીબ્યુનલમાં નીમી શકે છે.

એપેલેટ ટ્રીબ્યુનલ હયાતીમાં આવ્યા પછી ઇન્કમટેક્ષ ઓફિસરના હુકમ સામે પહેલેની માફક એપેલેટ આસિસ્ટંટ કમિશ્નરને અપીલ થઇ શકશે. અને એપેલેટ આસિસ્ટંટ કમિશ્નરના ચુકાદા સામે એપેલેટ ટ્રીબ્યુનલને રૂ. ૧૦૦ની ફી સાથે અરજ થઇ શકશે. અને એપેલેટ ટ્રીબ્યુનલના ચુકાદા સામે હાઇકોર્ટને આગળ દર્શાવેલા નિયમો અનુસાર અરજ કરી શકાશે.

# પ્રકરણ પંદરમું

## કાયદાનો ભંગ કર્યા સિવાય કરમાંથી બચવાનો પ્રયત્ન
(Avoidance)

કલમ ૪૪ (ડી), કોઇ શખ્સ અથવા કંપની, પોતાની મિલકત કે જેની આવક ઉપર કર આપવો પડતો હોય તેવી મિલકત કોઇ બીજાના નામ ઉપર કે જે બ્રિટિશ હિંદનો રહેવાશી ન હોય, અથવા બ્રિટિશ હિંદનો (સાધારણ રીતે) રહેવાશી ન હોય, તેના નામ ઉપર એક જ કરારથી યા જુદા જુદા લખાણથી ચડાવી આપે, અને આવી મિલકતમાંથી થતી આવકમાંથી સીધી યા આડકતરી રીતે તુરતમાં યા ભવિષ્યમાં કોઇ પણ જાતનો લાભ મેળવે, અથવા એ આવક પોતાના માટે વાપરવાનો કોઇપણ અધિકાર હોય, તો તે મિલકત, તેની આવક કરને પાત્ર હોય કે ન હોય છતાં પણ બદલી કરનાર શખ્સની ગણાશે.

કોઇ શખ્સ આવી રીતે બીજાના નામ ઉપર કે જે બ્રિટિશ હિંદનો રહેવાશી ન હોય અથવા (સાધારણ રીતે) રહેવાશી ન હોય, તેના નામ ઉપર મિલકત ચડાવીને તેની આવક મેળવે, અથવા મેળવવાનો અધિકાર રાખે, અથવા લોન તરીકે આવક લે, અથવા લોન

ભરપાઇ કરવા માટે બીજા શખ્સના નામ ઉપર ચડાવી આપે, અથવા યોગ્ય બદલા સિવાય બીજા શખ્સને આપે, તો તે આવક કરને પાત્ર હોય કે ન હોય છતાં પણ તે પ્રથમ શખ્સની ગણાશે.

ઉદાહરણ: કોઇ શખ્સને બ્રિટિશ હિંદમાં વધુ આવક હોય, અને તેના ઉપર ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષ વધુ આપવો પડે તેમ હોય, તો તેમાંથી બચી જવા માટે એ શખ્સ બ્રિટિશ હિંદની બહાર ખોટી કંપની ઊભી કરી તેને મિલકત વેચે, અને પછીથી તે કંપની પાસેથી લોન અથવા બીજી કોઇ રીતે એ મિલકત, અથવા મિલકતની આવક પાછી મેળવે, અને એ રીતે જૂના કાયદા પ્રમાણે કરમાંથી બચી જવાતું. કારણ કે લોન અથવા બીજી રીતે (Capital Form) આણેલી રકમ આવક ગણાતી નહિ અને એના ઉપર કર લેવામાં આવતો નહિ. પણ નવા કાયદા પ્રમાણે એ રીતે બચી શકાશે નહિ.

આવી રીતે બીજાના નામ ઉપર મિલકત ચડાવી આપનાર શખ્સ ઇન્કમટેક્ષ ઓફિસરને ખાતરી કરી આપે કે આવો વ્યવહાર ફક્ત કરમાંથી બચવા માટે જ કર્યો નથી, પણ સાધારણ રીતે શુભ નિષ્ઠાથી, વ્યાપાર અર્થે કર્યો છે, તો તે આવક તેની આવકમાં ગણવામાં આવશે નહિ અને તેના ઉપર કર લેવામાં આવશે નહિ.

આ કાયદાનો અમલ ૩૧ મી માર્ચ ૧૯૪૦ ના પૂરા થતાં વર્ષમાં અને ત્યાર પછીના વર્ષોમાં થશે; પણ આ કાયદો શરૂ થતાં પહેલાં કે પછીથી કરેલા વ્યવહારને (બીજાના નામ ઉપર મિલકત ચડાવી આપવાના) પણ લાગુ પડશે.

કલમ (૪૪) ઇ. કોઇ શખ્સ પોતાની સિક્યુરિટી, લોન, સ્ટોક, શેર, કોઇ કરારથી વેચાણ કરવાને કબૂલ થાય, અને સાથે સાથે તે જ કરારથી અથવા બીજા અન્ય કરારથી તે લોન, સિક્યુરિટીઝ, સ્ટોક-શેર, પાછા ખરીદવાની કબુલાત કરે અથવા પાછા ખરીદી લેવાની છૂટ રાખીને વેચે; અને આવા વ્યવહારના પરિણામે સિક્યુરિટી, લોન, સ્ટોક, શેરનું વ્યાજ અથવા ડિવિડન્ડ તેના પ્રથમ માલિકને મળવાને બદલે બીજા શખ્સને મળે તો તે વ્યાજ અથવા ડિવિડન્ડ કરને પાત્ર હોય કે ન હોય તો પણ તે પ્રથમ માલિકનું ગણાશે.

જે શખ્સ આવી રીતે જામીનગીરીઓનો ખરીદી–વેચાણનો (પાછી ખરીદવાની શરતે) ધંધો કરતો હશે અને તેને તેમાં નફો યા નુકસાન થશે તો તે નફો યા નુકસાન આવક ગણતી વખતે મજરે આપવામાં આવશે નહિ.

સિક્યુરિટી પાછી ખરીદવાની કબુલાત એટલે તેને તે જ સિક્યુરિટી વગેરે પાછી ખરીદે, અથવા એના જેવી જ બીજી સિક્યુરિટી પાછી ખરીદવાની કબુલાત કરે, તો પણ તે સિક્યુરિટી પાછી ખરીદવાની કબુલાત ગણાશે.

કોઇ શખ્સ પાસે રૂ. ૫૦૦૦ ની લોન હોય અને તે તેનું વ્યાજ મળવાના વખતે તે લોન બીજા શખ્સને કે જેને બીજી કાંઇ આવક ન હોય, અથવા ઓછી આવક હોય, તેને વેચે, અને સાથે સાથે પાછી ખરીદી લેવાની પણ કબુલાત કરે તો તે લોનનું વ્યાજ જૂના કાયદા પ્રમાણે જેને લોન વેચી હોય તેનું ગણાતું. પણ હવે નવા કાયદા પ્રમાણે તે પ્રથમ વેચનાર શખ્સની આવક ગણાશે.

* આવી રીતે જામીનગીરીઓનું વેચાણ કરનાર શખ્સ ઇન્કમટેક્ષ ઓફિસરને સંતોષપૂર્વક ખાતરી કરી આપે કે આવો વ્યવહાર કરમાંથી બચવા માટે કર્યો નથી પણ અપવાદ રૂપે જ થયેલો છે, અને તે પહેલાંના ત્રણ વર્ષમાં આવો વ્યવહાર કર્યો નથી, તો તે આવક તે શખ્સની કુલ આવકમાં ગણવામાં આવશે નહિ.

ઇન્કમટેક્ષ ઓફિસર કોઇપણ શખ્સ, કે જે આવી જામીનગીરી-ઓનો કોઇપણ વખતે માલિક હોય, તેને નોટિસ મોકલીને દર્શાવેલા સમયની અંદર (૨૮ દિવસથી ઓછા નહિ) નોટિસમાં જણાવેલા સમય દરમ્યાન જ્યારે તે માલિક હતો તેવી જામીનગીરીઓને લગતી કોઇપણ માહિતી મંગાવી શકે છે. અને આ પ્રમાણેની માહિતી નોટિસમાં જણાવેલા સમય દરમ્યાન નહિ મોકલવામાં આવે તો રૂ. ૫૦૦ દંડ લેવામાં આવશે. અને જેટલા દિવસ આવી માહિતી મોકલવાની ઢીલ થશે એટલા બધા દિવસના રોજના રૂ. ૫૦૦ લેખે દંડ લેવામાં આવશે.

કલમ ૪૪ (એફ): ઇન્કમટેક્ષ ઓફિસર કોઇપણ શખ્સ ઉપર નોટિસ મોકલીને નોટિસમાં જણાવેલા સમય દરમ્યાન જેમાં એનો લાભ સમાયેલો હોય એવી કોઇપણ જામીનગીરીઓને લગતી માહિતી, અને એ સમય દરમ્યાન, તેને બિલકુલ આવક મળી નથી, અથવા જે આવક મળી છે તે જો જામીનગીરીઓ એની પાસે જ હોત અને રોજ ને રોજ આવક મળી હોત, તેના કરતાં ઓછી છે; એવી સઘળી માહિતી નોટિસમાં જણાવેલા સમય દરમ્યાન (૨૮ દિવસથી ઓછા નહિ) મંગાવી શકે છે.

આ પ્રમાણે માહિતી મંગાવવામાં આવે અને તે ન મોકલવામાં આવે તો, અથવા મોકલેલી માહિતી ઈન્કમટેક્ષ ઓફિસરને યોગ્ય ન લાગે તો, તે પોતે અંદાજથી આવક નક્કી કરી તેના ઉપર ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષની આકારણી કરી શકે છે. જણાવેલા સમય દરમ્યાન માગેલી માહિતી નહિ મોકલવામાં આવે તો દરરોજના રૂ. ૫૦૦ દંડ લેવામાં આવશે.

કોઇ શખ્સની જામીનગીરીઓના બધા સંયોગો, (વેચાણ, ખરીદી અથવા તેને લગતા બીજા કોઈ વ્યવહાર) ધ્યાનમાં લેતાં ઇન્કમટેક્ષ ઓફિસરને માલમ પડે કે, આવા શખ્સે કોઇપણ વર્ષમાં ઈન્કમટેક્ષ તથા સુપરટેક્ષનો દશ ટકા કરતાં વધુ બચાવ કર્યો છે; અથવા બચાવ કરશે, તો તે શખ્સને જામીનગીરીઓના વ્યવહારને અંગે હંમેશ જે આવક થતી હશે, તે કુલ આવક ગણીને તેના ઉપર કર લેવામાં આવશે.

# પ્રકરણ સોળમું

## ભૂલ સુધારવાની મુદત

કમિશ્નર, એપેલેટ આસિસ્ટંટ કમિશ્નર, ઈન્કમટેક્ષ ઓફિસર, વગેરેની કોઇપણ બાબતમાં દેખીતી ભૂલ રહી ગઈ હોય અને પાછળથી તે બાબતની તેમને ખબર પડે, અથવા કર ભરનાર વ્યક્તિ (એસેસી) નોટિસ આપી એમનું ધ્યાન એ ભૂલ પ્રત્યે દોરે, તો તે ભૂલ જે હુકમમાં રહી ગઇ હશે તે હુકમ થયો તે દિવસથી ચાર વર્ષની અંદર સુધારી શકાશે.

પણ આવી ભૂલ સુધારતાં જો કરની રકમ વધુ થતી હશે તો તે બાબતની નોટિસ કર ભરનારને આપવામાં આવશે તથા તેને સાંભળવાની તક પણ આપવામાં આવશે અને ત્યારપછી વધારાનો કર ડિમાન્ડ નોટિસ મોકલી વસૂલ કરવામાં આવશે. જો કરની રકમ ઓછી થતી હશે તો રીફન્ડ આપવામાં આવશે.

આ કાયદો (૧૯૩૯નો) શરૂ થતાં પહેલાંના વર્ષમાં કોઇ ભૂલ રહી ગઇ હશે તો તે સુધારવા માટે ફક્ત એક જ વર્ષની મુદત રહેશે.

ઇન્કમટેક્ષ ઓફિસર તથા આસિસ્ટંટ કમિશ્નર આ કાયદા અનુસાર નીચેની માહિતી કર ભરનાર વ્યકિત પાસેથી મંગાવી શકે છેઃ

કોઇ શખ્સ કે જેને રૂ. ૪૦૦ થી વધુ ભાડું, વ્યાજ, દલાલી, રોયલ્ટી, કમિશન, વર્ષાસન વગેરે આપ્યું હશે, તેમનાં નામ તથા સરનામા તથા દરેકને કેટલી રકમ આપી તે બધાંને લગતી માહિતી ફોર્મમાં ભરી મોકલવી પડે છે.

**સુપરટેક્ષ :** કોઇ વ્યકિત, સંયુકત હિંદુ કુટુંબ, પેઢી, સ્થાનિક સંસ્થા, મંડળ વગેરેની કોઈ વર્ષમાં વડી ધારાસભા નક્કી કરે તે હદ કરતાં વધુ આવક હશે તો તેમની આવક ઉપર ઇન્કમટેક્ષ ઉપરાંત વધુ કર લેવામાં આવશે. આવી રીતે વધારાના લેવાતા કરને સુપરટેક્ષ કહે છે, અને તેના દર વડી ધારાસભા દર વર્ષે નક્કી કરશે.

એક જ આવક ઉપર બે વખત સુપરટેક્ષ લેવામાં આવશે નહિ.

**કર આકારવાનું સ્થળ:** કોઇ શખ્સ કોઇ સ્થળે ધંધો રોજગાર કરતો હશે, તો તે સ્થળ જે વિભાગમાં આવેલું હશે તે વિભાગનો ઇન્કમટેક્ષ ઓફિસર તેની આવક ઉપર કરની આકારણી કરશે. પણ કોઇ શખ્સ એક કરતાં વધુ સ્થળે ધંધો રોજગાર કરતો હશે તો જે સ્થળે તેની મુખ્ય શાખા (Head Office) હશે, તે વિભાગનો ઈન્કમટેક્ષ ઓફિસર તેની આવક ઉપર કરની આકારણી કરશે.

આ સિવાય કોઈ સખ્સ જે વિભાગમાં રહેતો હશે, તે વિભાગનો ઇન્કમટેક્ષ ઓફિસર કરની આકારણી કરશે.

કયા સ્થળે આકારણી કરવી એવો પ્રશ્ન ઉપસ્થિત થશે, તો તેનું નિરાકરણ કમિશ્નર કરશે, પણ કોઇ બે પ્રાંત વચ્ચે આવો પ્રશ્ન

ઉપસ્થિત થશે, તો બન્ને પ્રાંતોના કમિશ્નર મળી તેનું નિરાકરણ કરશે; પણ જો બન્ને વચ્ચે મતભેદ થશે તો સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ તે નક્કી કરશે. આવા કોઈ પ્રશ્નનું નિરકરણ કરતાં પહેલાં કર ભરનાર વ્યક્તિને પોતાને પોતાના વિચારો રજુ કરવાની તક આપવામાં આવશે.

ડી ફોર્મ ભરી મોકલ્યા પછી સ્થળ સંબંધી વાંધો ઉઠાવી શકાશે નહિ. ડી ફોર્મ મળ્યા પછી તે ભરી મોકલવાની મુદત પૂરી થઇ ગયા પછીથી પણ સ્થળ સંબંધી વાંધો લઇ શકાશે નહિ.

**કર ભરનાર વ્યક્તિનો પ્રતિનિધિ:** કર ભરનાર વ્યક્તિ પોતાની હાજરીની ફરજિયાત જરૂરિયાત ન હોય, (સોગનનામા માટે અથવા તપાસ માટે) તેવા ઇન્કમટેક્ષના કામકાજ માટે પોતાના કોઈ સગાને, પોતાની ત્યાં નિયમિત નોકરી કરતા કોઇ શખ્સને, વકીલને, એકાઉન્ટન્ટને અથવા ઇન્કમટેક્ષ પ્રેકટીશ્નરને લેખિત મંજૂરી આપીને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલી શકે છે.

જે લોકો ૧લી એપ્રીલ ૧૯૩૮ પહેલાં ઇન્કમટેક્ષનું કામકાજ કરતા હશે તે જ ઇન્કમટેક્ષ પ્રેકટીશનર તરીકે કામ કરી શકશે.

૧લી એપ્રીલ ૧૯૩૮ પછીથી જે લોકોને સરકારી નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યા હશે તે ઇન્કમટેક્ષ પ્રેકટીશનર તરીકે કામ કરી શકશે નહિ.

કોઇ શખ્સ કે જેને ઇન્કમટેક્ષના કામકાજ અંગે કોઇ ગેરવર્તણુકના ગુના બદલ નાલાયક ઠરાવવામાં આવ્યો હશે તો તે કોઇના પ્રતિનિધિ તરીકે કામ કરી શકશે નહિ.

**પ્રોવિડન્ટ ફંડ :** કંપની, પેઢી અથવા કોઇ સંસ્થા પોતાના નોકરોને એમના પગારમાંથી થોડોઘણો બચાવ કરી શકે એ હેતુથી તે નોકરોના પગારમાંથી દર માસે અમુક રકમ કાપી લે; અને પોતે તેમાં તેટલી જ બીજી રકમ ઉમેરીને જે ફંડ ઊભું કરે છે, તેને પ્રોવિડંટ ફંડ કહે છે.

આવા પ્રોવિડન્ટ ફંડને ઇન્કમટેક્ષ કમિશ્નર મંજૂર કરે તો તે મંજૂર કરેલું પ્રોવિડન્ટ ફંડ કહેવાય છે: (Recognised Provident Fund).

કોઇપણ પ્રોવિડન્ટ ફંડ નીચેની શરતો પુરી થતાં મંજૂર કરાવી શકાય છે :

(૧) બધા નોકરો બ્રિટિશ હિંદમાં જ નોકરી કરતા હોવા જોઇએ અથવા જેના ધંધાનું મુખ્ય સ્થળ બ્રિટિશ હિંદમાં આવેલું હોય તેવા શખ્સની નોકરીમાં રહેલા માણસો જ પ્રોવિડન્ટ ફંડમાં જોડાએલા હોવા જોઇએ.

(૨) નોકરીમાં રહેલા દરેક શખ્સના પગારમાંથી દર વર્ષે અમુક જ ભાગ કાપવો એમ ઠરાવેલું હોવું જોઇએ. અને તે પ્રમાણે પગાર આપનારે તેના પગારમાંથી કાપી લેવો જોઇએ. પગાર આપનારે આ રીતે વર્ષ આખરે જેટલી રકમ કાપી હશે તેટલી જ બીજી રકમ તે પગારદારના ખાતે જમે કરી શકશે; વધુ નહિ.

(૩) - ફંડના બે અથવા વધુ ટ્રસ્ટીઓ હોવા જોઇએ. અને ટ્રસ્ટ રદ ન કરી શકાય એવું હોવું જોઇએ (Irrevocable Trust)

(૪) કાયદાથી વિરુદ્ધ ન હોય એવા પ્રોવિડન્ટ ફંડના ધારા ધોરણ હોવા જોઇએ.

પ્રોવિડન્ટ ફંડ તરીકે કપાતી રકમ કુલ આવકની ૧/૬ કરતાં વધુ ન હોય તો તેના ઉપર કર લેવામાં આવશે નહિ.

નોકરી છોડતી વખતે મંજૂર થયેલા પ્રોવિડન્ટ ફંડમાંથી જે રકમ મળી હશે તેના ઉપર કર લેવામાં આવશે નહિ.

# પ્રકરણ સત્તરમું

## વિમા કંપનીની આવક ઉપર કરની આકારણી

જૂના કાયદામાં વિમા કંપનીઓની (જિંદગીના) આવક ઉપર કેવી રીતે કરની આકારણી કરવી તેને લગતા ખાસ નિયમો ન હતા, પણ સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુએ અમુક નિયમો ઘડેલા, અને તે અનુસાર વિમા કંપનીની આવક ઉપર કર આકારવામાં આવતો. પણ હવે નવા કાયદામાં વિમા કંપનીની આવકની આકારણી માટે ખાસ નિયમો નક્કી કર્યા છે, અને તે અનુસાર વિમા કંપનીની આવક ઉપર કર લેવામાં આવશે જે નિયમો નીચે પ્રમાણે છે:

(૧) કોઇ શખ્સ, અથવા કંપની જિંદગીના વિમાનું કામકાજ (Business) કરતા હશે, અથવા ગયા વર્ષ દરમ્યાન કોઈપણ વખતે જિંદગીના વિમાનું કામકાજ કર્યું હોય, તો તે શખ્સ અથવા કંપનીની વિમાના ધંધામાં જ થએલ આવક ઉપર કરની આકારણી કરવામાં આવશે. બીજી આવક સાથે ગણવામાં આવશે નહિ.

(૨) જિંદગીના વિમાના ધંધાનો નફો નીચે પ્રમાણે ગણવામાં આવશે, અને એમાંથી જે વધુ હશે તેના ઉપર કર આકારવામાં આવશે.

(અ) ગયા વર્ષની બધી આવકમાંથી તે જ વર્ષનો વ્યવસ્થા-ખર્ચ બાદ જતાં જે બાકી રહે તે, અથવા

(બ) જે વર્ષની આકારણી કરવાની હોય તે વર્ષ પહેલાં કરેલાં 'એક્ચુરીઅલ વેલ્યુએશન' માં બતાવેલા વધારાનો વાર્ષિક સરેરાશ : 'એક્ચુરીઅલ વેલ્યુએશન' નો વધારો ગણતાં પાછલાં 'એક્ચુરીઅલ વેલ્યુએશન' માં ગણેલી વધઘટ, તથા કલમ ૧૦ માં બાદ આપવામાં આવતા ખર્ચ સિવાયના બીજા કોઇ જરૂરી ખર્ચ બાદ આપવામાં આવશે.

ઉપર પ્રમાણે વધારો નક્કી કરતાં વિમો ઉતરાવનારના (Policyholder)ના લાભ માટે અનામત રાખેલી અથવા ખર્ચેલી રકમનો અડધો ભાગ બાદ આપવામાં આવશે. આ રીતે વિમો ઉતરાવનારના લાભ માટે અનામત રાખેલી રકમ, અનામત તરીકે બંધ કરવામાં આવે, અથવા વિમો ઉતરાવનારના લાભ માટે ખરચવામાં ન આવે અથવા તેમને આપવામાં ન આવે તો ઉપર પ્રમાણે બાદ આપેલી રકમ મજરે ગણી લેવામાં આવશે અને તેના ઉપર કરની આકારણી કરવામાં આવશે.

કોઈપણ રકમ હિસાબમાં અથવા એક્ચુરીઅલ વેલ્યુએશનના બેલાન્સ શીટમાં સિક્યુરિટીમાં ખોટ, અથવા બીજી મિલકતમાંથી જે નફો થયો હશે તે વધારામાં ગણી લેવામાં આવશે.

સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ ઇન્સ્યુરન્સની સલાહ લેતાં બોનસ માટે અનામત રાખેલી રકમ, વ્યાજનો દર, કંપનીની જવાબદારી વગેરે જોતાં ઇન્કમટેક્ષ ઓફિસરને એમ જણાય કે કંપનીએ એ બધું બરાબર બતાવ્યું નથી અને તેથી વધારો ઓછો બતાવેલ છે, તો જે રકમ વ્યાજની હશે તેટલી બતાવેલા વધારામાં ઉમેરીને વધારો ગણવામાં આવશે.

વડી સરકારની કરથી મુક્ત સિક્યુરિટીનું વ્યાજ બાદ આપવામાં આવશે.

**વ્યવસ્થા ખર્ચ** (Management Expenses): જિંદગીના વિમાના ધંધાની જ વ્યવસ્થા કરવામાં થએલો બધો ખર્ચ તથા કોઇને કમિશન આપ્યું હોય તે સહિત વ્યવસ્થા ખર્ચ તરીકે ગણવામાં આવશે. પણ જો કોઇ કંપની જિંદગીના વિમા સિવાય બીજા ધંધા પણ કરતી હશે, તો બધા ધંધાની કુલ વ્યવસ્થા ખર્ચનું અમુક પ્રમાણ વ્યવસ્થા ખર્ચ તરીકે ગણવામાં આવશે.

બોનસ, વિમો ઉતરાવનારને અપાતી કોઇ બીજી રકમ, અથવા તેમના માટે અનામત રાખેલી રકમ, જામીનગીરીઓની ખોટ, ઘસારો તથા બીજો ખર્ચ કે જે કંપનીનો નફો ગણવા માટે બાદ આપવામાં આવતો હશે તે વ્યવસ્થા ખર્ચ તરીકે ગણાશે નહિ.

વ્યવસ્થા ખર્ચ વધુમાં વધુ નીચે પ્રમાણે બાદ આપવામાં આવશે.

(અ) એક જ પ્રિમિયમની જિંદગીના વિમાની પોલીસી (Single Premium Policy)નાં ગયા વર્ષમાં મળેલા પ્રિમિયમની ૭ ૧/૨ ટકા, તથા

(ખ) બીજી જિંદગીના વિમાની બીજી પોલીસીઓ, કે જેના બાર કરતાં ઓછાં વાર્ષિક પ્રિમિયમ હોય, અથવા બાર વર્ષ કરતાં ઓછા વર્ષ પ્રિમિયમ ભરવાનું હોય, એવી પોલીસીઓનાં ગયા વર્ષમાં મળેલા પહેલા પ્રિમિયમના ૭ ૧/૨ ટકા, તથા

(ક) ઉપર સિવાયની બીજી બધી જિંદગીના વિમાની પોલીસીઓનાં ગયા વર્ષમાં મળેલા પહેલા પ્રિમિયમના ૮૫ ટકા, તથા એકજ પ્રિમિયમની પોલીસી સિવાય બીજી પોલીસીઓનાં ગયા વર્ષ દરમિયાન મળેલા પ્રિમિયમના ૮૧/૨ ટકા

જિંદગીના વિમા સિવાય, બીજા વિમાના ધંધાની આવક ઇન્સ્યુરન્સ એકટ ૧૯૩૮ ના કાયદા મુજબ જે પત્રક ઇન્સ્યુરન્સ સુપ્રીન્ટેન્ડન્ટને ભરી મોકલવું પડે છે તે ઉપરથી ગણવામાં આવશે.

બ્રિટિશ હિંદની બહારની જે વિમા કંપનીઓ બ્રિટિશ હિંદમાં વિમાનું કામકાજ કરતી હશે, અને જેનુ "એકચ્યુરીઅલ વેલ્યુએશન" અમુક સમયે કરવામાં આવતું હશે, તેવી વિમા કંપનીની આવક ઉપર, ઉપર જણાવેલા નિયમ પ્રમાણે આવક ગણી કર લેવામાં આવશે. પણ જે કંપની પાસે વિશ્વાસપાત્ર આંકડા નહિ હોય તેની દુનિયાની બધી આવકના જેટલા પ્રમાણમાં હિંદમાંથી પ્રિમિયમ મળ્યાં હશે, તેટલા ઉપર કર લેવામાં આવશે.

આ નિયમો મ્યુચ્યુઅલ લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીને પણ લાગુ પડશે.

# પરિશિષ્ઠ આ

## ઈન્કમટેક્ષ ગણવાનું કોષ્ટક

| વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા | વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં | રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં |
| ૨૦૦૧ | ૦ | ૮ | ૦ | ૦.૦૫ | ૨૦૨૬ | ૧૩ | ૦ | ૦ | ૧.૨૩ |
| ૨૦૦૨ | ૧ | ૦ | ૦ | ૦.૧૦ | ૨૦૨૭ | ૧૩ | ૮ | ૦ | ૧.૨૮ |
| ૨૦૦૩ | ૧ | ૮ | ૦ | ૦.૧૪ | ૨૦૨૮ | ૧૪ | ૦ | ૦ | ૧.૩૩ |
| ૨૦૦૪ | ૨ | ૦ | ૦ | ૦.૧૯ | ૨૦૨૯ | ૧૪ | ૮ | ૦ | ૧.૩૭ |
| ૨૦૦૫ | ૨ | ૮ | ૦ | ૦.૨૪ | ૨૦૩૦ | ૧૫ | ૦ | ૦ | ૧.૪૨ |
| ૨૦૦૬ | ૩ | ૦ | ૦ | ૦.૨૯ | ૨૦૩૧ | ૧૫ | ૮ | ૦ | ૧.૪૭ |
| ૨૦૦૭ | ૩ | ૮ | ૦ | ૦.૩૩ | ૨૦૩૨ | ૧૬ | ૦ | ૦ | ૧.૫૧ |
| ૨૦૦૮ | ૪ | ૦ | ૦ | ૦.૩૮ | ૨૦૩૩ | ૧૬ | ૮ | ૦ | ૧.૫૬ |
| ૨૦૦૯ | ૪ | ૮ | ૦ | ૦.૪૩ | ૨૦૩૪ | ૧૭ | ૦ | ૦ | ૧.૬૦ |
| ૨૦૧૦ | ૫ | ૦ | ૦ | ૦.૪૮ | ૨૦૩૫ | ૧૭ | ૮ | ૦ | ૧.૬૫ |
| ૨૦૧૧ | ૫ | ૮ | ૦ | ૦.૫૩ | ૨૦૩૬ | ૧૮ | ૦ | ૦ | ૧.૭૦ |
| ૨૦૧૨ | ૬ | ૦ | ૦ | ૦.૫૭ | ૨૦૩૭ | ૧૮ | ૮ | ૦ | ૧.૭૪ |
| ૨૦૧૩ | ૬ | ૮ | ૦ | ૦.૬૨ | ૨૦૩૮ | ૧૯ | ૦ | ૦ | ૧.૭૯ |
| ૨૦૧૪ | ૭ | ૦ | ૦ | ૦.૬૭ | ૨૦૩૯ | ૧૯ | ૮ | ૦ | ૧.૮૪ |
| ૨૦૧૫ | ૭ | ૮ | ૦ | ૦.૭૧ | ૨૦૪૦ | ૨૦ | ૦ | ૦ | ૧.૮૮ |
| ૨૦૧૬ | ૮ | ૦ | ૦ | ૦.૭૬ | ૨૦૪૧ | ૨૦ | ૮ | ૦ | ૧.૯૩ |
| ૨૦૧૭ | ૮ | ૮ | ૦ | ૦.૮૧ | ૨૦૪૨ | ૨૧ | ૦ | ૦ | ૧.૯૭ |
| ૨૦૧૮ | ૯ | ૦ | ૦ | ૦.૮૬ | ૨૦૪૩ | ૨૧ | ૮ | ૦ | ૨.૦૨ |
| ૨૦૧૯ | ૯ | ૮ | ૦ | ૦.૯૦ | ૨૦૪૪ | ૨૨ | ૦ | ૦ | ૨.૦૭ |
| ૨૦૨૦ | ૧૦ | ૦ | ૦ | ૦.૯૫ | ૨૦૪૫ | ૨૨ | ૮ | ૦ | ૨.૧૧ |
| ૨૦૨૧ | ૧૦ | ૮ | ૦ | ૧.૦૦ | ૨૦૪૬ | ૨૩ | ૦ | ૦ | ૨.૧૬ |
| ૨૦૨૨ | ૧૧ | ૦ | ૦ | ૧.૦૪ | ૨૦૪૭ | ૨૩ | ૮ | ૦ | ૨.૨૦ |
| ૨૦૨૩ | ૧૧ | ૮ | ૦ | ૧.૦૯ | ૨૦૪૮ | ૨૪ | ૦ | ૦ | ૨.૨૫ |
| ૨૦૨૪ | ૧૨ | ૦ | ૦ | ૧.૧૪ | ૨૦૪૯ | ૨૪ | ૮ | ૦ | ૨.૩૦ |
| ૨૦૨૫ | ૧૨ | ૮ | ૦ | ૧.૧૯ | ૨૦૫૦ | ૨૫ | ૦ | ૦ | ૨.૩૪ |

# ઇન્કમટેક્ષ ગણવાનું કોષ્ટક

## (ચાલુ)

| વાર્ષિક આવક | વાર્ષિક કર | સરેરાશ ટકા | વાર્ષિક આવક | વાર્ષિક કર | સરેરાશ ટકા |
|---|---|---|---|---|---|
| રૂ. | રૂ. આ. પા. | પાઇમાં | રૂ. | રૂ. આ. પા. | રૂ. |
| ૨૦૫૧ | ૨૫ ૮ ૦ | ૨.૩૯ | ૨૦૭૬ | ૨૭ ૦ ૦ | ૨.૫૦ |
| ૨૦૫૨ | ૨૫ ૧૪ ૦ | ૨.૪૨ | ૨૦૭૭ | ૨૭ ૧ ૦ | ,, |
| ૨૦૫૩ | ૨૫ ૧૫ ૦ | ,, | ૨૦૭૮ | ૨૭ ૨ ૦ | ,, |
| ૨૦૫૪ | ૨૬ ૦ ૦ | ૨.૪૩ | ૨૦૭૯ | ૨૭ ૨ ૦ | ૨.૫૧ |
| ૨૦૫૫ | ૨૬ ૦ ૦ | ૨.૪૩ | ૨૦૮૦ | ૨૭ ૩ ૦ | ,, |
| ૨૦૫૬ | ૨૬ ૧ ૦ | ,, | ૨૦૮૧ | ૨૭ ૪ ૦ | ,, |
| ૨૦૫૭ | ૨૬ ૨ ૦ | ૨.૪૪ | ૨૦૮૨ | ૨૭ ૫ ૦ | ૨.૫૨ |
| ૨૦૫૮ | ૨૬ ૩ ૦ | ,, | ૨૦૮૩ | ૨૭ ૫ ૦ | ,, |
| ૨૦૫૯ | ૨૬ ૩ ૦ | ,, | ૨૦૮૪ | ૨૭ ૬ ૦ | ,, |
| ૨૦૬૦ | ૨૬ ૪ ૦ | ૨.૪૫ | ૨૦૮૫ | ૨૭ ૭ ૦ | ૨.૫૩ |
| ૨૦૬૧ | ૨૬ ૫ ૦ | ૨.૪૫ | ૨૦૮૬ | ૨૭ ૮ ૦ | ,, |
| ૨૦૬૨ | ૨૬ ૬ ૦ | ,, | ૨૦૮૭ | ૨૭ ૮ ૦ | ,, |
| ૨૦૬૩ | ૨૬ ૬ ૦ | ૨.૪૬ | ૨૦૮૮ | ૨૭ ૯ ૦ | ,, |
| ૨૦૬૪ | ૨૬ ૭ ૦ | ,, | ૨૦૮૯ | ૨૭ ૧૦ ૦ | ૨.૫૪ |
| ૨૦૬૫ | ૨૬ ૮ ૦ | ,, | ૨૦૯૦ | ૨૭ ૧૧ ૦ | ,, |
| ૨૦૬૬ | ૨૬ ૯ ૦ | ૨.૪૭ | ૨૦૯૧ | ૨૭ ૧૧ ૦ | ,, |
| ૨૦૬૭ | ૨૬ ૯ ૦ | ,, | ૨૦૯૨ | ૨૭ ૧૨ ૦ | ૨.૫૫ |
| ૨૦૬૮ | ૨૬ ૧૦ ૦ | ,, | ૨૦૯૩ | ૨૭ ૧૩ ૦ | ,, |
| ૨૦૬૯ | ૨૬ ૧૧ ૦ | ૨.૪૮ | ૨૦૯૪ | ૨૭ ૧૪ ૦ | ,, |
| ૨૦૭૦ | ૨૬ ૧૨ ૦ | ,, | ૨૦૯૫ | ૨૭ ૧૪ ૦ | ૨.૫૬ |
| ૨૦૭૧ | ૨૬ ૧૨ ૦ | ,, | ૨૦૯૬ | ૨૭ ૧૫ ૦ | ,, |
| ૨૦૭૨ | ૨૬ ૧૩ ૦ | ,, | ૨૦૯૭ | ૨૮ ૦ ૦ | ,, |
| ૨૦૭૩ | ૨૬ ૧૪ ૦ | ૨.૪૯ | ૨૦૯૮ | ૨૮ ૧ ૦ | ૨.૫૭ |
| ૨૦૭૪ | ૨૬ ૧૫ ૦ | ,, | ૨૦૯૯ | ૨૮ ૧ ૦ | ,, |
| ૨૦૭૫ | ૨૬ ૧૫ ૦ | ,, | ૨૧૦૦ | ૨૮ ૨ ૦ | ,, |

# ઈન્કમટેક્ષ ગણવાનું કોષ્ટક.

(ચાલુ)

| વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા | વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં | રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં |
| ૨૧૦૧ | ૨૮ | ૩ | ૦ | ૨.૫૭ | ૨૯૦૦ | ૬૫ | ૧૦ | ૦ | ૪.૩૪ |
| ૨૧૦૨ | ૨૮ | ૪ | ૦ | ૨.૫૮ | ૩૦૦૦ | ૭૦ | ૫ | ૦ | ૪.૫૦ |
| ૨૧૦૩ | ૨૮ | ૪ | ૦ | ,, | ૩૧૦૦ | ૭૫ | ૦ | ૦ | ૪.૬૫ |
| ૨૧૦૪ | ૨૮ | ૫ | ૦ | ,, | ૩૨૦૦ | ૭૯ | ૧૧ | ૦ | ૪.૭૮ |
| ૨૧૦૫ | ૨૮ | ૬ | ૦ | ૨.૫૯ | ૩૩૦૦ | ૮૪ | ૬ | ૦ | ૩.૯૧ |
| ૨૧૦૬ | ૨૮ | ૭ | ૦ | ,, | ૩૪૦૦ | ૮૯ | ૧ | ૦ | ૫.૦૩ |
| ૨૧૦૭ | ૨૮ | ૭ | ૦ | ,, | ૩૫૦૦ | ૯૩ | ૧૨ | ૦ | ૫.૧૪ |
| ૨૧૦૮ | ૨૮ | ૮ | ૦ | ૨.૬૦ | ૩૬૦૦ | ૯૮ | ૭ | ૦ | ૫.૨૫ |
| ૨૧૦૯ | ૨૮ | ૯ | ૦ | ,, | ૩૭૦૦ | ૧૦૩ | ૨ | ૦ | ૫.૩૫ |
| ૨૧૧૦ | ૨૮ | ૧૦ | ૦ | ,, | ૩૮૦૦ | ૧૦૭ | ૧૩ | ૦ | ૫.૪૫ |
| ૨૧૨૦ | ૨૯ | ૧ | ૦ | ૨.૬૩ | ૩૯૦૦ | ૧૧૯ | ૮ | ૦ | ૫.૫૪ |
| ૨૧૩૦ | ૨૯ | ૯ | ૦ | ૨.૬૬ | ૪૦૦૦ | ૧૧૭ | ૩ | ૦ | ૫.૬૩ |
| ૨૧૪૦ | ૩૦ | ૦ | ૦ | ૨.૬૯ | ૪૧૦૦ | ૧૨૧ | ૧૪ | ૦ | ૫.૭૧ |
| ૨૧૫૦ | ૩૦ | ૮ | ૦ | ૨.૭૨ | ૪૨૦૦ | ૧૨૬ | ૯ | ૦ | ૫.૭૯ |
| ૨૧૬૦ | ૩૦ | ૧૫ | ૦ | ૨.૭૫ | ૪૩૦૦ | ૧૩૧ | ૪ | ૦ | ૫.૮૬ |
| ૨૧૭૦ | ૩૧ | ૭ | ૦ | ૨.૭૮ | ૪૪૦૦ | ૧૩૫ | ૧૫ | ૦ | ૫.૯૩ |
| ૨૧૮૦ | ૩૧ | ૧૪ | ૦ | ૨.૮૧ | ૪૫૦૦ | ૧૪૦ | ૧૦ | ૦ | ૬.૦૦ |
| ૨૧૯૦ | ૩૨ | ૬ | ૦ | ૨.૮૪ | ૪૬૦૦ | ૧૪૫ | ૫ | ૦ | ૬.૦૭ |
| ૨૨૦૦ | ૩૨ | ૧૩ | ૦ | ૨.૮૬ | ૪૭૦૦ | ૧૫૦ | ૦ | ૦ | ૬.૧૩ |
| ૨૩૦૦ | ૩૭ | ૮ | ૦ | ૩.૧૩ | ૪૮૦૦ | ૧૫૪ | ૧૧ | ૦ | ૬.૧૯ |
| ૨૪૦૦ | ૪૨ | ૩ | ૦ | ૩.૩૮ | ૪૯૦૦ | ૧૫૯ | ૬ | ૦ | ૬.૨૪ |
| ૨૫૦૦ | ૪૬ | ૧૪ | ૦ | ૩.૬૦ | ૫૦૦૦ | ૧૬૪ | ૧ | ૦ | ૬.૩૦ |
| ૨૬૦૦ | ૫૧ | ૯ | ૦ | ૩.૮૧ | ૫૦૦૧ | ૧૬૪ | ૨ | ૦ | ૬.૩૦ |
| ૨૭૦૦ | ૫૬ | ૪ | ૦ | ૪.૦૦ | ૫૦૦૨ | ૧૬૪ | ૪ | ૦ | ,, |
| ૨૮૦૦ | ૬૦ | ૧૫ | ૦ | ૪.૧૮ | ૫૦૦૩ | ૧૬૪ | ૫ | ૦ | ૬.૩૧ |

# ઈન્કમટેક્ષ ગણવાનું કોષ્ટક

## ( ચાલુ )

| વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા | વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં | રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં |
| ૫૦૦૪ | ૧૬૪ | ૬ | ૦ | ૬.૩૧ | ૬૧૦૦ | ૨૫૦ | ૦ | ૦ | ૭.૮૭ |
| ૫૦૦૫ | ૧૬૪ | ૭ | ૦ | ,, | ૬૨૦૦ | ૨૫૭ | ૧૩ | ૦ | ૭.૯૮ |
| ૫૦૦૬ | ૧૬૪ | ૯ | ૦ | ,, | ૬૩૦૦ | ૨૬૫ | ૧૦ | ૦ | ૮.૧૦ |
| ૫૦૦૭ | ૧૬૪ | ૧૦ | ૦ | ,, | ૬૪૦૦ | ૨૭૩ | ૭ | ૦ | ૮.૨૦ |
| ૫૦૦૮ | ૧૬૪ | ૧૧ | ૦ | ,, | ૬૫૦૦ | ૨૮૧ | ૪ | ૦ | ૮.૩૧ |
| ૫૦૦૯ | ૧૬૪ | ૧૨ | ૦ | ૬.૩૨ | ૬૬૦૦ | ૨૮૯ | ૧ | ૦ | ૮.૪૧ |
| ૫૦૧૦ | ૧૬૪ | ૧૪ | ૦ | ,, | ૬૭૦૦ | ૨૯૬ | ૧૪ | ૦ | ૮.૫૧ |
| ૫૦૨૦ | ૧૬૫ | ૧૦ | ૦ | ૬.૩૩ | ૬૮૦૦ | ૩૦૪ | ૧૧ | ૦ | ૮.૬૦ |
| ૫૦૩૦ | ૧૬૬ | ૭ | ૦ | ૬.૩૫ | ૬૯૦૦ | ૩૧૨ | ૮ | ૦ | ૧.૭૦ |
| ૫૦૪૦ | ૧૬૭ | ૩ | ૦ | ૬.૩૭ | ૭૦૦૦ | ૩૨૦ | ૫ | ૦ | ૮.૭૯ |
| ૫૦૫૦ | ૧૬૮ | ૦ | ૦ | ૬.૩૯ | ૭૧૦૦ | ૩૨૮ | ૨ | ૦ | ૮.૮૭ |
| ૫૦૬૦ | ૧૬૮ | ૧૨ | ૦ | ૬.૪૦ | ૭૨૦૦ | ૩૩૫ | ૧૫ | ૦ | ૮.૯૬ |
| ૫૦૭૦ | ૧૬૯ | ૯ | ૦ | ૬.૪૨ | ૭૩૦૦ | ૩૪૩ | ૧૨ | ૦ | ૯.૦૪ |
| ૫૦૮૦ | ૧૭૦ | ૫ | ૦ | ૬.૪૪ | ૭૪૦૦ | ૩૫૧ | ૯ | ૦ | ૯.૧૨ |
| ૫૦૯૦ | ૧૭૧ | ૨ | ૦ | ૬.૪૫ | ૭૫૦૦ | ૩૫૯ | ૬ | ૦ | ૯.૨૦ |
| ૫૧૦૦ | ૧૭૧ | ૧૪ | ૦ | ૬.૪૭ | ૭૬૦૦ | ૩૬૭ | ૩ | ૦ | ૯.૨૮ |
| ૫૨૦૦ | ૧૭૯ | ૧૧ | ૦ | ૬.૬૩ | ૭૭૦૦ | ૩૭૫ | ૦ | ૦ | ૯.૩૫ |
| ૫૩૦૦ | ૧૮૭ | ૮ | ૦ | ૬.૭૯ | ૭૮૦૦ | ૩૮૨ | ૧૩ | ૦ | ૯.૪૨ |
| ૫૪૦૦ | ૧૯૫ | ૫ | ૦ | ૬.૯૪ | ૭૯૦૦ | ૩૯૦ | ૧૦ | ૦ | ૯.૪૯ |
| ૫૫૦૦ | ૨૦૩ | ૨ | ૦ | ૭.૦૯ | ૮૦૦૦ | ૩૯૮ | ૭ | ૦ | ૯.૫૬ |
| ૫૬૦૦ | ૨૧૦ | ૧૫ | ૦ | ૭.૨૩ | ૮૧૦૦ | ૪૦૬ | ૪ | ૦ | ૯.૬૩ |
| ૫૭૦૦ | ૨૧૮ | ૧૨ | ૦ | ૭.૩૭ | ૮૨૦૦ | ૪૧૪ | ૧ | ૦ | ૯.૭૦ |
| ૫૮૦૦ | ૨૨૬ | ૯ | ૦ | ૭.૫૦ | ૮૩૦૦ | ૪૨૧ | ૧૪ | ૦ | ૯.૭૬ |
| ૫૯૦૦ | ૨૩૪ | ૬ | ૦ | ૭.૬૩ | ૮૪૦૦ | ૪૨૯ | ૧૧ | ૦ | ૯.૮૨ |
| ૬૦૦૦ | ૨૪૨ | ૩ | ૦ | ૭.૭૫ | ૮૫૦૦ | ૪૩૭ | ૮ | ૦ | ૯.૮૮ |

# ઇન્કમટેક્ષ ગણવાનું કોષ્ટક

## ( ચાલુ )

| વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા | વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં | રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં |
| ૮૬૦૦ | ૪૪૫ | ૫ | ૦ | ૯.૯૪ | ૧૦૦૨૦ | ૫૫૭ | ૧ | ૦ | ૧૦.૬૮ |
| ૮૭૦૦ | ૪૫૩ | ૨ | ૦ | ૧૦.૦૦ | ૧૦૦૩૦ | ૫૫૮ | ૭ | ૦ | ૧૦.૬૯ |
| ૮૮૦૦ | ૪૬૦ | ૧૫ | ૦ | ૧૦.૦૬ | ૧૦૦૪૦ | ૫૫૯ | ૧૧ | ૦ | ૧૦.૭૦ |
| ૮૯૦૦ | ૪૬૮ | ૧૨ | ૦ | ૧૦.૧૧ | ૧૦૦૫૦ | ૫૬૦ | ૧૫ | ૦ | ૧૦.૭૨ |
| ૯૦૦૦ | ૪૭૬ | ૯ | ૦ | ૧૦.૧૭ | ૧૦૦૬૦ | ૫૬૨ | ૩ | ૦ | ૧૦.૭૩ |
| ૯૧૦૦ | ૪૮૪ | ૬ | ૦ | ૧૦.૨૨ | ૧૦૦૭૦ | ૫૬૩ | ૭ | ૦ | ૧૦.૭૪ |
| ૯૨૦૦ | ૪૯૨ | ૩ | ૦ | ૧૦.૨૭ | ૧૦૦૮૦ | ૫૬૪ | ૧૧ | ૦ | ૧૦.૭૬ |
| ૯૩૦૦ | ૫૦૦ | ૦ | ૦ | ૧૦.૩૨ | ૧૦૦૯૦ | ૫૬૫ | ૧૫ | ૦ | ૧૦.૭૭ |
| ૯૪૦૦ | ૫૦૭ | ૧૩ | ૦ | ૧૦.૩૭ | ૧૦૧૦૦ | ૫૬૭ | ૩ | ૦ | ૧૦.૭૮ |
| ૯૫૦૦ | ૫૧૫ | ૧૦ | ૦ | ૧૦.૪૨ | ૧૦૨૦૦ | ૫૭૯ | ૧૧ | ૦ | ૧૦.૯૧ |
| ૯૬૦૦ | ૫૨૩ | ૭ | ૦ | ૧૦.૪૭ | ૧૦૩૦૦ | ૫૯૨ | ૩ | ૦ | ૧૧.૦૪ |
| ૯૭૦૦ | ૫૩૧ | ૪ | ૦ | ૧૦.૫૨ | ૧૦૪૦૦ | ૬૦૪ | ૧૧ | ૦ | ૧૧.૧૬ |
| ૯૮૦૦ | ૫૩૯ | ૧ | ૦ | ૧૦.૫૬ | ૧૦૫૦૦ | ૬૧૭ | ૩ | ૦ | ૧૧.૨૯ |
| ૯૯૦૦ | ૫૪૬ | ૧૪ | ૦ | ૧૦.૬૧ | ૧૦૬૦૦ | ૬૨૯ | ૧૧ | ૦ | ૧૧.૪૧ |
| ૧૦૦૦૦ | ૫૫૪ | ૧૧ | ૦ | ૧૦.૬૫ | ૧૦૭૦૦ | ૬૪૨ | ૩ | ૦ | ૧૧.૫૨ |
| ૧૦૦૦૧ | ૫૫૪ | ૧૩ | ૦ | ,, | ૧૦૮૦૦ | ૬૫૪ | ૧૧ | ૦ | ૧૧.૬૪ |
| ૧૦૦૦૨ | ૫૫૪ | ૧૫ | ૦ | ,, | ૧૦૯૦૦ | ૬૬૭ | ૩ | ૦ | ૧૧.૭૫ |
| ૧૦૦૦૩ | ૫૫૫ | ૧ | ૦ | ,, | ૧૧૦૦૦ | ૬૭૯ | ૧૧ | ૦ | ૧૧.૮૬ |
| ૧૦૦૦૪ | ૫૫૫ | ૩ | ૦ | ૧૦.૬૬ | ૧૧૧૦૦ | ૬૯૨ | ૩ | ૦ | ૧૧.૯૭ |
| ૧૦૦૦૫ | ૫૫૫ | ૫ | ૦ | ,, | ૧૧૨૦૦ | ૭૦૪ | ૧૧ | ૦ | ૧૨.૦૮ |
| ૧૦૦૦૬ | ૫૫૫ | ૭ | ૦ | ,, | ૧૧૩૦૦ | ૭૧૭ | ૩ | ૦ | ૧૨.૧૯ |
| ૧૦૦૦૭ | ૫૫૫ | ૯ | ૦ | ,, | ૧૧૪૦૦ | ૭૨૯ | ૧૧ | ૦ | ૧૨.૨૯ |
| ૧૦૦૦૮ | ૫૫૫ | ૧૧ | ૦ | ,, | ૧૧૫૦૦ | ૭૪૨ | ૩ | ૦ | ૧૨.૩૯ |
| ૧૦૦૦૯ | ૫૫૫ | ૧૩ | ૦ | ,, | ૧૧૬૦૦ | ૭૫૪ | ૧૧ | ૦ | ૧૨.૪૯ |
| ૧૦૦૧૦ | ૫૫૫ | ૧૫ | ૦ | .. | ૧૧૭૦૦ | ૭૬૭ | ૩ | ૦ | ૧૨.૫૯ |

# ઇન્કમટેક્ષ ગણવાનું કોષ્ટક

## (ચાલુ)

| વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા | વાર્ષિક આવક | વાર્ષિક કર | | | સરેરાશ ટકા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. | રૂ. | આ. | પા. | પાઇમાં | રૂ. | રૂ. | આ. | પા. | પાઈમાં |
| ૧૧૮૦૦ | ૭૭૯ | ૧૧ | ૦ | ૧૨.૬૯ | ૧૩૫૦૦ | ૯૯૨ | ૩ | ૦ | ૧૪.૧૧ |
| ૧૧૯૦૦ | ૭૯૨ | ૩ | ૦ | ૧૨.૭૯ | ૧૩૬૦૦ | ૧૦૦૪ | ૧૧ | ૦ | ૧૪.૧૮ |
| ૧૨૦૦૦ | ૮૦૪ | ૧૧ | ૦ | ૧૨.૮૮ | ૧૩૭૦૦ | ૧૦૧૭ | ૩ | ૯ | ૧૪.૨૬ |
| ૧૨૧૦૦ | ૮૧૭ | ૩ | ૦ | ૧૨.૯૭ | ૧૩૮૦૦ | ૧૦૨૯ | ૧૧ | ૦ | ૧૪.૩૩ |
| ૧૨૨૦૦ | ૮૨૯ | ૧૧ | ૦ | ૧૩.૦૬ | ૧૩૯૦૦ | ૧૦૪૨ | ૩ | ૦ | ૧૪.૪૦ |
| ૧૨૩૦૦ | ૮૪૨ | ૩ | ૦ | ૧૩.૧૫ | ૧૪૦૦૦ | ૧૦૫૪ | ૧૧ | ૦ | ૧૪.૪૬ |
| ૧૨૪૦૦ | ૮૫૪ | ૧૧ | ૦ | ૧૩.૨૩ | ૧૪૧૦૦ | ૧૦૬૭ | ૩ | ૦ | ૧૪.૫૮ |
| ૧૨૫૦૦ | ૮૬૭ | ૩ | ૦ | ૧૩.૩૨ | ૧૪૨૦૦ | ૧૦૭૯ | ૧૧ | ૦ | ૧૪.૬૦ |
| ૧૨૬૦૦ | ૮૭૯ | ૧૧ | ૦ | ૧૩.૪૦ | ૧૪૩૦૦ | ૧૦૯૨ | ૩ | ૦ | ૧૪.૬૬ |
| ૧૨૭૦૦ | ૮૯૨ | ૩ | ૦ | ૧૩.૪૯ | ૧૪૪૦૦ | ૧૧૦૪ | ૧૧ | ૦ | ૧૪.૭૩ |
| ૧૨૮૦૦ | ૯૦૪ | ૧૧ | ૦ | ૧૩.૫૭ | ૧૪૫૦૦ | ૧૧૧૭ | ૩ | ૦ | ૧૪.૭૯ |
| ૧૨૯૦૦ | ૯૧૭ | ૩ | ૦ | ૧૩.૬૫ | ૧૪૬૦૦ | ૧૧૨૯ | ૧૧ | ૦ | ૧૪.૮૬ |
| ૧૩૦૦૦ | ૯૨૯ | ૧૧ | ૦ | ૧૩.૭૩ | ૧૪૭૦૦ | ૧૧૪૨ | ૩ | ૦ | ૧૪.૯૨ |
| ૧૩૧૦૦ | ૯૪૨ | ૩ | ૦ | ૧૩.૮૧ | ૧૪૮૦૦ | ૧૧૫૪ | ૧૧ | ૦ | ૧૪.૯૮ |
| ૧૩૨૦૦ | ૯૫૪ | ૧૧ | ૦ | ૧૩.૮૯ | ૧૪૯૦૦ | ૧૧૬૭ | ૩ | ૦ | ૧૫.૦૪ |
| ૧૩૩૦૦ | ૯૬૭ | ૩ | ૦ | ૧૩.૯૬ | ૧૫૦૦૦ | ૧૧૭૯ | ૧૧ | ૦ | ૧૫.૧૦ |
| ૧૩૪૦૦ | ૯૭૯ | ૧૧ | ૦ | ૧૪.૦૪ | ૧૬૦૦૦ | ૧૩૩૫ | ૧૫ | ૦ | ૧૬.૦૩ |

## ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષનું કોષ્ટક

| વાર્ષિક આવક | ઇન્કમટેક્ષ | | | સુપર ટેક્ષ | | | કુલ ટેક્ષ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. |
| ૨૫૨૦૦ | ૨૭૭૩ | ૭ | ૦ | ૧૨ | ૮ | ૦ | ૨૭૮૫ | ૧૫ | ૦ |
| ૨૫૫૦૦ | ૨૮૨૦ | ૫ | ૦ | ૩૧ | ૪ | ૦ | ૨૮૫૧ | ૯ | ૦ |
| ૨૫૫૩૩ | ૨૮૨૫ | ૮ | ૦ | ૩૩ | ૫ | ૦ | ૨૮૫૮ | ૧૩ | ૦ |
| ૨૫૮૦૦ | ૨૮૬૭ | ૩ | ૦ | ૫૦ | ૦ | ૦ | ૨૯૧૭ | ૩ | ૦ |
| ૨૬૧૩૩ | ૨૯૧૯ | ૪ | ૦ | ૭૦ | ૧૩ | ૦ | ૨૯૯૦ | ૧ | ૦ |
| ૨૬૪૦૦ | ૨૯૬૦ | ૧૫ | ૦ | ૮૭ | ૮ | ૦ | ૩૦૪૮ | ૭ | ૦ |
| ૨૬૫૦૦ | ૨૯૭૬ | ૯ | ૦ | ૯૩ | ૧૨ | ૦ | ૩૦૭૦ | ૫ | ૦ |
| ૨૬૭૩૩ | ૩૦૧૩ | ૦ | ૦ | ૧૦૮ | ૫ | ૦ | ૩૧૨૧ | ૫ | ૦ |
| ૨૭૦૦૦ | ૩૦૫૪ | ૧૧ | ૦ | ૧૨૫ | ૦ | ૦ | ૩૧૭૯ | ૧૧ | ૦ |
| ૨૭૧૨૦ | ૩૦૭૩ | ૭ | ૦ | ૧૩૨ | ૮ | ૦ | ૩૨૦૫ | ૧૫ | ૦ |
| ૨૭૩૩૩ | ૩૧૦૬ | ૧૨ | ૦ | ૧૪૫ | ૧૩ | ૦ | ૩૨૫૨ | ૯ | ૦ |
| ૨૭૫૦૦ | ૩૧૩૨ | ૧૩ | ૦ | ૧૫૬ | ૪ | ૦ | ૩૨૮૯ | ૧ | ૦ |
| ૨૭૬૦૦ | ૩૧૪૮ | ૭ | ૨ | ૧૬૨ | ૮ | ૦ | ૩૩૧૦ | ૧૫ | ૦ |
| ૨૭૮૪૦ | ૩૧૮૫ | ૧૫ | ૦ | ૧૭૭ | ૮ | ૦ | ૩૩૬૩ | ૭ | ૦ |
| ૨૭૯૩૩ | ૩૨૦૦ | ૮ | ૦ | ૧૮૩ | ૫ | ૦ | ૩૩૮૩ | ૧૩ | ૦ |
| ૨૮૨૦૦ | ૩૨૪૨ | ૩ | ૦ | ૨૦૦ | ૦ | ૦ | ૩૪૪૨ | ૩ | ૦ |
| ૨૮૫૦૦ | ૩૨૮૯ | ૧ | ૦ | ૨૧૮ | ૧૨ | ૦ | ૩૫૦૭ | ૧૩ | ૦ |
| ૨૮૫૬૦ | ૩૨૯૮ | ૭ | ૦ | ૨૨૨ | ૮ | ૦ | ૩૫૨૦ | ૧૫ | ૦ |
| ૨૮૮૦૦ | ૩૩૩૫ | ૧૫ | ૦ | ૨૩૭ | ૮ | ૦ | ૩૫૭૩ | ૭ | ૦ |
| ૨૯૧૩૩ | ૩૩૮૮ | ૦ | ૦ | ૨૫૮ | ૫ | ૦ | ૩૬૪૬ | ૫ | ૦ |
| ૨૯૨૮૦ | ૩૪૧૦ | ૧૫ | ૦ | ૨૬૭ | ૮ | ૦ | ૩૬૭૮ | ૭ | ૦ |
| ૨૯૪૦૦ | ૩૪૨૯ | ૧૧ | ૦ | ૨૭૫ | ૦ | ૦ | ૩૭૦૪ | ૧૧ | ૦ |
| ૨૯૭૩૩ | ૩૪૮૧ | ૧૨ | ૦ | ૨૯૫ | ૧૩ | ૦ | ૩૭૭૭ | ૯ | ૦ |
| ૩૦૦૦૦ | ૩૫૨૩ | ૭ | ૦ | ૩૧૨ | ૮ | ૦ | ૩૮૩૫ | ૧૫ | ૦ |
| ૩૧૦૦૦ | ૩૬૭૯ | ૧૧ | ૦ | ૩૭૫ | ૦ | ૦ | ૪૦૫૪ | ૧૧ | ૦ |
| ૩૨૦૦૦ | ૩૮૩૫ | ૧૫ | ૦ | ૪૩૭ | ૮ | ૦ | ૪૨૭૩ | ૭ | ૦ |
| ૩૩૦૦૦ | ૩૯૯૨ | ૩ | ૦ | ૫૦૦ | ૦ | ૦ | ૪૪૯૨ | ૩ | ૦ |
| ૩૪૦૦૦ | ૪૧૪૮ | ૭ | ૦ | ૫૬૨ | ૮ | ૦ | ૪૭૧૦ | ૧૫ | ૦ |
| ૩૫૦૦૦ | ૪૩૦૪ | ૧૧ | ૦ | ૬૨૫ | ૦ | ૦ | ૪૯૨૯ | ૧૧ | ૦ |

## પરિશિષ્ટ (ભ)

### ઇન્કમટેક્ષના દર (૧૯૩૯–૪૦)

(અ) દરેક શખ્સ, રજીસ્ટર નહી કરેલી પેઢી, હિંદુ અવિભક્ત કુટુંબ અને શખ્સોનું મંડળ.

| | આવક | દર (રૂપીએ) | |
|---|---|---|---|
| | રૂ. | આ. | પા. |
| પ્રથમ | ૧૫૦૦ | કંઇ | નહિ |
| બીજા | ૩૫૦૦ | ૦ | ૯ |
| ,, | ૫૦૦૦ | ૧ | ૩ |
| ,, | ૫૦૦૦ | ૨ | ૦ |
| બાકીની આવક પર | | ૨ | ૬ |

બે હજાર રૂપિયા સુધીની આવક પર ટેક્ષ આપવો પડશે નહિ. જો આવક બે હજાર રૂપીઆથી સહેજ વધુ હશે, તો બે હજાર રૂપિયા ઉપરના વધારાનો અર્ધો ભાગ જેટલો જ ઇન્કમટેક્ષ આપવો પડશે.

(બ) કંપનીની આવક ગમે તેટલી હોય તો પણ તેને તેની કુલ આવક પર રૂપિયે અઢી આનાનો ઇન્કમટેક્ષ ભરવો પડશે.

### સુપરટેક્ષના દર (૧૯૩૯–૪૦)

(અ) કંપની સિવાયના કર ભરનારા.

| | આવક | દર (રૂપીએ) |
|---|---|---|
| | રૂ. | આના |
| પ્રથમ | ૨૫,૦૦૦ | કંઇ નહી |
| બીજા | ૧૦,૦૦૦ | ૧ |
| ,, | ૨૦,૦૦૦ | ૨ |
| ,, | ૭૦,૦૦૦ | ૩ |
| ,, | ૭૫,૦૦૦ | ૪ |
| ,, | ૧,૫૦,૦૦૦ | ૫ |
| ,, | ૧,૫૦,૦૦૦ | ૬ |
| બાકીની આવક પર | | ૭ |

(બ) કંપનીની આવક ગમે તેટલી હોય તો પણ તેને તેની કુલ આવક પર રૂપિએ એક આનો સુપરટેક્ષ આપવો પડશે.

ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ ઉપરનો સરચાર્જ કાઢી નાખવામાં આવ્યો છે.